

# સતીમાનો પથરો

સિંધુ રાગ સોહામણા, શૂર મન હરખ ન માય;
શિર પડે ને ધડ લડે, એનાં વધામણાં વૈંકુઠ જાય.

'દોડજો, દોડજો, સુલતાનપુરના લોકો આપણા ગામનાં ઢોર વાળીને લઈ જાય છે....' એવા ફાટતા ગળામાંથી આવતા ગોવાળોના અવાજો સાંભળી કરબટિયા

ગામના હડિયોળ રજપૂતો હાથમાં જે આવ્યું તે હથિયાર લઈને સુલતાનપુરના મારગે સંચર્યા. આજે કરબટિયા ગામમાં વાટે અને ઘાટે આ બનાવની જ વાતો ચાલી રહી હતી.

મહેસાણા જિલ્લાના ખેરાળુ તાલુકાનું પુરાણપ્રસિદ્ધ વડનગર ગામ. અને તે વડનગર ગામથી છ-સાત માઈલ દૂર પૂર્વ દિશામાં આવેલું નાનું પણ રળિયામણું ગામ કરબટિયા. આજુબાજુના આખાયે પ્રદેશમાં અહીંના વણકરોના હાથે બનેલી સુતરાઉ પછેડીઓથી ખ્યાતનામ બનેલું આ ગામ છે. પછેડી એટલે કરબટિયા ગામની જ. લગભગ ૨૫૦૦ માણસની વસ્તીવાળું આ ગામ છે. ગામને અડીને જ પીંપળદળ નામનું નાનું ગામડું આવેલું છે. બંને ગામો એકબીજાને અડીને જ વસેલાં હોઈ બે ગામની વચ્ચે જ શાળાનું સુંદર મકાન બાંધવામાં આવેલું છે. ગામને વીંટળાઈને જ પાણીનો એક વહેળો પસાર થાય છે અને એ વહેળાને કિનારે ટેકરા ઉપર ગામ વસેલું છે. અહીં ઊભે ઊભે જ દૂર દૂર ઇતિહાસપ્રસિદ્ધ વડનગર ગામ અને તેના ઇષ્ટદેવ ભગવાન હાટકેશ્વર મહાદેવનું ગગનને સ્પર્શતું શિવાલય દેખાય છે.

એવા આ કરબટિયા ગામમાં હડિયોળ રજપૂતોનાં સોએક ઘરોની વસ્તી છે. આ હડિયોળ રજપૂતો મૂળ હડોલ ગામના રહેવાસી. હડોલ ગામ હાલ જ્યાં સાબરમતી નદી ઉપર ધરોઈ બંધ બાંધવાની યોજના વિચારાય

છે, તે ઘરોઈ ગામની પાસે આવેલું છે. આશરે સાતસો વર્ષ પહેલાં હડોલથી આવીને આ રજપૂતો અહીં વસેલા. તેથી તેઓ હડિયોળ કહેવાયા. આમ તો હડિયોળ રજપૂતો પરમાર વંશની એક શાખા જ ગણાય છે.

આ રજપૂતો બહાદુર અને ખાનદાન છે. તેઓ અત્રે વસ્યા પછી આસપાસના પ્રદેશમાં કોઈ કોઈ વખત ધીંગાણાં થવાના પ્રસંગો બનતા અને તેમાં હમેશાં તેઓ સારું વીરત્વ બતાવતા. તેમને મન ધીંગાણામાં લડવું એ તો જીવનનો એક અનુપમ લહાવો ગણાતો. આથી આજે પોતાના ગામનાં ઢોર પાછાં વાળવા હાથમાં જે હથિયાર આવ્યું તે લઈ શૂરવીરો એકત્ર થઈને સુલતાનપુરના રસ્તે સાબદા થયા હતા. ત્યાં થોડે દૂર જતાં રસ્તામાં જ દુશ્મનોનો ભેટો થઈ ગયો. અને 'જય માતા અંબિકા'ના ગગનભેદી અવાજો કરતા તેઓ દુશ્મનો ઉપર તૂટી પડ્યા. તલવારોની તાળી પડવા લાગી. હાથોહાથની લડાઈમાં આ શૂરવીરો મરજીવા બની ગયા. પોતાના ગામનાં ઢોર બીજા ગામના લોકો વાળી જાય એ તેમને માટે ખૂબ હીણપતભર્યું હતું. એ તો તેમને મન આબરૂનો પ્રશ્ન હતો ગામની શાનનો પ્રશ્ન હોઈ તેઓ જીવ ઉપર આવીને લડતા હતા. પરંતુ દુશ્મનોનું સંખ્યાબળ ઠીક ઠીક હતું. તેઓ સંપૂર્ણ તૈયાર થઈને આવ્યા હતા. વળી તેઓ પણ ગાંજ્યા જાય તેવા ન હતા. આથી ધીંગાણું પૂરજોશમાં ચાલવા લાગ્યું.

કરબટિયા ગામમાંથી આમ તો ઘેરેઘેરથી રજપૂતો આ ધીંગાણે નીકળ્યા હતા. તેમાં ગામના અગ્રગણ્ય આગેવાન સરદાર પ્રતાપસિંહજી મુખ્ય હતા. પોતે ઘરમાં ઘોડી લેવા જાય તો પોતાનો એકનો એક પુત્ર મનોહર-સિંહ જે બહારગામથી પાંચસાત દિવસે આજે આવ્યો હતો, અને થાક્યો–પાક્યો નિદ્રાધીન થયો હતો, તે જાગી જાય. આથી તે પગપાળા નીકળ્યા હતા. તેઓ ત્યાં ધીંગાણામાં લડવા ગયા અને અહીં તેમના ઘરમાં ઘોડી અવાજ કરવા લાગી. ઘોડીનો હણહણાટ સાંભળી કુમાર મનોહરસિંહ જાગી ઊઠ્યો અને 'બાપા કેમ ઘેર નથી? તેઓ ક્યાં ગયા છે? આ ઘોડી કેમ હણહણાટ કરી રહી છે?' વગેરે પ્રશ્નો પૂછવા લાગ્યો. પણ કોઈએ કંઈ જવાબ આપ્યો નહિ. આથી ખાટલામાંથી ઊભા થઈ બારણું ઉઘાડવા જતાં બારણું બહારથી વાસેલું હોઈ, તે ઉઘાડવા માટે ખખડાવવા માંડ્યું અને બૂમો પાડવા માંડી. પણ બહારથી કોઈએ જવાબ આપ્યો નહિ. એવામાં તેનો નાનો દીકરો બળવંતસિંહ આવી ચડ્યો અને તેણે જણાવ્યું: 'દાદાજી તો ધીંગાણામાં ઢાલ–તલવાર લઈને લડવા ગયા છે.'

બસ થઈ રહ્યું. મનોહરસિંહના મનમાં વિચાર થયો: 'ધીંગાણું થતું હોય અને રજપૂતનો દીકરો ઘરમાં ભરાઈ રહે? ધિક્કાર હોજો તેની રજપૂતીને!' મનોહર-સિંહે બારણાં ખૂબ ખખડાવ્યાં પણ કોઈએ ઉઘાડ્યાં નહિ, આથી લાત મારી બારણાં તોડી નાખ્યાં અને પછી

હથિયાર સજી ઘોડી લઈ બહાર નીકળ્યો. માતાએ ઘણી ના કહી પણ તે ન ગણકારતાં સુલતાનપુરને મારગે ઘોડીને મારી મૂકી. થોડેક દૂર ગયો ત્યાં હાકલા અને પડકારા થતા તેના સાંભળવામાં આવ્યા. નજદિક જતાં ધીંગાણું જોરશોરથી ચાલતું તેના જોવામાં આવ્યું.

ભાણાં ખડખડ, લોહ ઝડી, આવતડાં પયાં;
ઇતનાં વાનાં વો સહે, જો વજરપે હયાં.

જમવા બેસાડવામાં આવ્યા હોય અને ભાણામાં કેટલીકવાર સુધી કંઈ પણ પીરસવામાં ન આવે એટલે કે ભાણું ખાલીખમ પડી રહે તો, તલવારોની તાળી પડતી હોય અને બાળક માતાના સ્તનને પકડીને ખૂબ દ્રાપીને દૂધ ધાવતું હોય તો–એટલાં વાનાં કોઈ બહાદુરથી સહન થઈ શકે નહિ. એ તો જેનાં વજ્જરનાં હૈયાં હોય અગર જે લાગણીશૂન્ય કે નિર્માલ્ય હોય તે જ સહન કરી શકે. બાળક જો રૂડું (બહાદુર) હોય તો તેને તેની માતા પાસેથી ધાવતું વછોડી શકાતું નથી, તેમ જ કડક સ્વભાવના માણસથી ખાલી ભાણા ઉપર બેસી રહેવાતું નથી. એ જ રીતે જ્યાં તલવારોની તાળી પડતી હોય, જ્યાં હાકલા અને પડકારા થયા હોય, જ્યાં લડાઈનાં રણશીંગાં વાગતાં હોય, ત્યાં શૂરવીર માણસ લડાઈમાં કૂદી પડયા સિવાય રહે જ નહિ.

એટલે કુમાર મનોહરસિંહે પણ 'જય માતા ભવાની' કહી ધીંગાણામાં ઝંપલાવ્યું. તેને એવું તો શૂર ચડયું

હતું કે ચહેરો ગુસ્સાથી લાલચોળ બની ગયો હતો. તેના હાથમાંની તલવાર એટલા તો વેગથી ફરતી હતી કે જે ઝપટમાં આવ્યો તે કપાઈ જતો હતો આમ તેણે કેટલાયે દુશ્મનોનો ઘાણ વાળી નાખ્યો. આખરે દુશ્મનો નાઠા અને નાસતા દુશ્મનોનો મનોહરસિંહે પીછો પકડ્યો. દુશ્મનો નાસી ગયા એટલે આ કરબટિયાના રજપૂતો ઢોર વાળી ગામ તરફ પાછા વળ્યા. મનોહરસિંહ પણ થોડેક દૂર સુધી દુશ્મનોનો પીછો પકડી પાછો વળ્યો. પાછા વળતાં હવે કંઈ ભય જેવું હતું નહિ. કારણ દુશ્મનો નાસી ગયા હતા. પોતે ઘવાયો પણ હતો. એટલે ધીમે ધીમે ઘોડીને હાંકવા લાગ્યો. કારણ ઘોડી પણ ઘવાઈ હતી. પરંતુ અચાનક એક ઝાડ પાછળ સંતાઈ રહેલ દુશ્મન હડી કાઢીને તેના તરફ આવ્યો અને પોતે કાંઈ સામનો કરે કે ઘોડી દોડાવે તે પહેલાં દુશ્મને મનોહરસિંહ પર તાકીને ભાલાનો છૂટો ઘા કર્યો અને નાસી ગયો. આમ અચાનક ભાલો વાગતાં મનોહરસિંહ ઘોડી ઉપરથી ઊથલી પડ્યો. ઘોડી ઉપરથી પડતાં જ જબ્બર પછડાટ વાગવાથી તે બેભાન બની ગયો. સવારને હાલતો ન જોતાં ઘોડી ત્યાંથી ઝડપભેર દોડતી ઘેર આવી. તે દરમિયાન મનોહરસિંહનાં પત્ની સંતોકબા – સતીબા રસોડામાંથી સળગતા અંગારાનો ખોબો ભરી બહાર નીકળ્યાં અને ઘરની બહાર નાવણિયા તરીકે પડેલા પથરા ઉપર આવી બેઠાં. હાથમાં સળગતા અંગારા જોઈ એક બે પડોશણોએ તેમની સાસુને કહ્યું, સાસુ ઘરમાંથી બહાર

આવી વહુના હાથમાં સળગતા અંગારા જોઈ આશ્ચર્ય પામ્યાં અને બોલ્યાં : 'વહુભા! બેટા, દાઝશો તમે. આમ અંગારા તે હાથમાં લેવાતા હશે? અગ્નિની રમત તે થતી હશે?'

'હવે દાઝવાનું કેવું, બા! તમારા દીકરા તો ધીંગાણામાં મરણતોલ ઘાયલ થઈને પડયા છે. તે બચી શકે તેમ નથી અને ઘોડીને આવતી હું ભાળી રહી છું. મને સત ચડયું છે. મારે સતી થવું છે, તેની તૈયારી કરો.' એમ વહુએ જવાબ આપ્યો.

એવામાં ઘોડી દોડતી ત્યાં આવી અને હણહણાટ કરવા લાગી. ઘોડીને ત્યાં આવેલી જોઈ સંતોકબા કહેવા લાગ્યાં : 'ફટ ભૂંડી, તું એકલી આવી? તારા સવારને ત્યાં મૂકીને તને એકલીને આવતાં શરમ પણ ન આવી!'

જેમ કોઈ માનવીને કંઈ કહેવામાં આવે અને તેને અસર થાય તેમ આ જાતવંત ઘોડી સતીમાનું કહેવું સમજી હોય તેમ એકદમ આ વચનો સાંભળી પાછી દોડી અને જ્યાં કુમાર મનોહરજી પડયા હતા, ત્યાં આવી પહોંચી. ત્યાં આવી પોતાના સવારને તેણે કણસતો જોયો. આથી તેની બાજુમાં તે જાતવંત ઘોડી પડખાભર પડી. ઘાયલ થયેલ મનોહરજી પાસે સૂઈ રહી. માતા જેમ પોતાના માંદા બાળકને ધવરાવવા સારુ પ્રયત્ન કરતી હોય તેમ આ જાતવંત મમતાળુ ઘોડી પોતાનો સવાર પોતાને વળગી પડે તેવો પ્રયત્ન કરવા લાગી. સવાર થોડોક શુદ્ધિમાં

આવતાં તેને મહાપરાણે વળગી પડયો. પછી તે જ રીતે મહામુસીબતે પોતાને વળગી પડેલ સવારને લઈ તે જાતવંત ઘોડી ઊભી થઈ અને તેને સાચવીને લઈ ઘેર આવી પહોંચી. સવારને મડાગાંઠ પડી ગઈ હતી. ઘામાંથી પુષ્કળ લોહી વહી જવાથી જેવો સવારને ઘોડી ઉપરથી ઉતારી લઈ સુવાડવામાં આવ્યો તેવો જ તેનો જીવ ચાલ્યો ગયો.

આ જોઈ સતીમાએ પોતાની સાસુજીને જણાવ્યું: 'બા, જલદી કરો. મને શણગાર સજાવો. મારે છેટું પડે છે. મારે સતી થવું છે.' તે વખતે સંતોકબાના મોઢા ઉપરનું અપાર્થિવ તેજ નિહાળી સાસુજી અને બીજી સ્ત્રીઓ સ્તબ્ધ બની ગઈ. સતીના મોઢા ઉપરની તે અવર્ણનીય આભા જોઈ બધી સ્ત્રીઓ સમજી ગઈ કે તેને સત ચડયું છે. તુરત જ તેનાં કપડાં વગેરે કાઢી આપ્યાં અને બધાં માણસો 'સતીમાનો જય' બોલાવવા લાગ્યાં.

સતીમાએ સોળે શણગાર સજ્યા અને પોતાના પતિની શબવાહિની પાછળ 'જય અંબે....જય અંબે'ના ગગનભેદી સ્વરો સાથે સ્મશાનમાં ગયાં. તે વખતે તેમની આગળ વાજિંત્રો વાગી રહ્યાં હતાં. આખા ગામનાં આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો ઉપરાંત આસપાસનાં ગામોનાં લોકો પણ સતીમાના દર્શને આવી પહોંચ્યાં. કેટલાક રોગીઓ રોગ મટાડવા અને કેટલીક નછોરવી સ્ત્રીઓ પોતાનું વાંઝિયામહેણું ટાળવા સતીમા પાસે આવી તે સર્વને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા અને પછી પોતાના

બંને નાના દીકરાઓ પગે લાગતાં તેમને આશીર્વાદ આપી ત્યાં હજારો માનવીઓની જનમેદની સમક્ષ પતિનું શબ પોતાના ખોળામાં લઈ ચિતામાં બેઠાં. એકઠાં થયેલાં માનવીઓના 'જય અંબે! 'જય અંબે!'ના ગગનભેદી અવાજો વચ્ચે સર્વભક્ષક અગ્નિદેવે પતિના શબ સાથે સતીમાને ભસ્મીભુત કરી દીધાં.

હાડ સગો નહિ હોય, નેહ સગો સોહી સગો;
ચારો જુગ દગ જોય, માંય ખડી મહિલા જલે.

લોહીહાડનું સગું મરણ વખતે સાચું સગું રહેતું નથી. પરંતુ પત્ની એ લોહીહાડની સગી નથી પણ પતિ ઉપરનો તેનો સાચો સ્નેહ એ જ સાચી સગાઈ બની રહે છે અને તેથી પતિના મરણ વખતે પત્ની જ પતિની પાછળ અગ્નિસ્નાન કરી પોતાની સાચી સગાઈ સાબિત કરે છે, એવું ચારે યુગથી જોવામાં આવે છે.

આજે પણ કરબટિયા ગામમાં પેલો નાવણિયાનો પથરો પડયો છે. તે પથરાને 'સતીમાનો પથરો' કહેવામાં આવે છે. તે પથરો પૂજ્ય છે.

કોઈ પણ દૂઝણા ઢોરને કંઈ વાગવાથી કે માર મારવાથી દૂધમાં લોહી આવે છે, જેને 'શરાવું પડયું' એમ કહેવામાં આવે છે. કોઈ પણ ઢોરને જ્યારે એવું શરાવું પડે છે ત્યારે તેના લોહીવાળા દૂધને આ સતીમાના પથરા ઉપર એકાદ દિવસ લાવી રેડવામાં આવે તો તુરત

જ તે ઢોરને સારું થઈ જાય એમ કહેવાય છે. તે ઉપરાંત ઢોરોમાં કંઈ રોગચાળો ચાલે છે ત્યારે પણ સતીમાની બાધા માનવામાં આવે છે, એટલે રોગચાળો અટકી જાય છે. બાળક માંદું પડે છે તો પણ સતીમાની બાધા રખાય છે.

આજે તે પથ્થર રજપૂતોના મહોલ્લામાં અડિયોલ હરિજી મોંઘાજી અને અડિયોલ જીવણજી જેઠીજીનાં મકાનોની બહારની ઓશરીના વચ્ચેના ભાગમાં સિમેન્ટના ઓટલા ઉપર બેસાડયો છે અને ત્યાં દીવોધૂપ વગેરે કરવામાં આવે છે.



# વરદાનની પસંદગી

આજુકો સાગર ઊમટયો, રતન રેલાણાં જાય;
કરમહીણો ભારે મૂઠડી, શંખલે હાથ ભરાય.

રત્નાગાર સાગરમાં મોતી રેલાતાં જતાં હોય, પરંતુ જેનું ભાગ્ય રુઠયું હોય તે મૂઠી ભરવા જાય તો તેની મૂઠીમાં શંખલાં કે છીપો જ આવે છે, મોતી આવતાં નથી.

આજથી લગભગ પચાસેક વર્ષ પહેલાંનો પ્રસંગ છે. ગોમતીપુર ગામ પાસે એક મહાદેવનું મંદિર. આસપાસ ખાસ કોઈ વસ્તી નહિ. ત્યાં કોઈ એક અજાણ્યા સંન્યાસી મહારાજ આવી ચડયા. તે દિવસે ગોમતીપુર ગામમાંથી બે માણસો દર્શન કરવા આવેલા એક હીરાભાઈ બ્રાહ્મણ અને બીજા મગનભાઈ પટેલ. બંને ખાસ મિત્રો. બંને જણ દેવદર્શન કરવા સાથે આવે. હીરાભાઈને ઓરમાન માતા. વળી તે સ્વભાવની પણ વિચિત્ર. એટલે તે ઓરમાન માતાને કારણે પોતાના પિતા સાથે હીરાભાઈને બરાબર બનતું નહિ. કાયમ અણબનાવ રહેતો.

આ બંને મિત્રો મહાદેવનાં દર્શન કરી સંન્યાસી

મહારાજ પાસે બેઠા. મહાત્માજીનું ઝગારા મારતું લલાટ દેખી તેમની તરફ તેમને કંઈક પૂજ્યભાવ પણ થયો હતો. મહાત્માજી સાથે વાતચીત કરતાં જાણવા મળ્યું કે મહાત્માજી કંઈ જ ખોરાક લેતા ન હતા. દરરોજ માત્ર અર્ધો શેર દૂધ જ લેતા હતા. આથી બંને જણ તરફથી અર્ધો શેર દૂધ દરરોજ વારાફરતી મોકલવાનું નક્કી કર્યું.

આમ કરતાં પંદર દિવસ પૂરા થયા. એટલે મહારાજે દૂધ બંધ કરવાનું કહ્યું પોતે આવતી કાલે વહેલા નીકળી જશે એમ કહી હવેથી દૂધ મોકશો નહિ એમ જણાવ્યું. આ સાંભળી બંને મિત્રો મહારાજ પાસે બેઠા. અને થોડા દિવસ વધુ રહેવાનો આગ્રહ કરવા લાગ્યા. પરંતુ મહારાજશ્રીએ 'સાધુ તો ચલતા ભલા' કહી પોતાનો નિર્ણય અફર છે તેમ જણાવ્યું. પછી બંને મિત્રોને કહ્યું કે: 'ભાઈઓ! તમે સંસારી જીવો છો અને હું સંન્યાસી છું. તમે મને પંદર દિવસ સુધી પીવા સારુ દૂધ મોકલાવ્યું. એ તમારું સંસારીઓનું દેવું શા માટે રાખું? માટે મારે તમને કંઈક આપવું છે.'

આ સાંભળી બંને જણે જણાવ્યું: 'આપ તો સંન્યાસી છો એટલે આપને તે દેવું ગણવાનું હોય નહિ. એ તો અમારી ફરજ હતી.'

'તમે તે બાબતને તમારી ફરજ સમજો છો એ તમારી સજ્જનતા છે અને આપણા ભારતીય સંસ્કાર છે;

પરંતુ મારે તમારું દેવું રાખવું નથી, માટે તમે કંઈક માગી લો.'

મગનભાઈ પટેલ પોતે શેઠ બાલાભાઈ દામોદરદાસની મિલમાં ઝાંપા-કારકુન હતા અને માસિક અઢાર રૂપિયા પગાર મેળવતા હતા. તેમની જાણ પ્રમાણે એક કવિએ ભગવાન પાસે માગ્યું હતું કે :

સાંઈ ! ઇતના દીજિયો, જા મેં કુટુંબ સમાઈ !
મૈં ભી ભૂખા ના રહું, સાધુ ન ભૂખા જાઈ.

હે પ્રભુ ! મને એટલી સમૃદ્ધિ આપ કે જેથી મારા કુટુંબનું સારી પેઠે પાલનપોષણ થઈ શકે અને આંગણે આવેલ અતિથિ ભૂખ્યો જાય નહિ.

એ પ્રાચીન દુહો યાદ આવતાં મગનભાઈ પટેલ બોલ્યા : 'મહારાજ ! મને તમે એટલું આપો કે મારી આજીવિકાને વાંધો ન આવે અને હું મારે આંગણે આવેલ ગરીબગુરબાંની સેવા કરી શકું.'

મહારાજશ્રીએ તેને આંખો બંધ કરી જીભ બહાર કાઢવા કહ્યું. મગનલાલે આંખો બંધ કરી જીભ બહાર કાઢી એટલે તેની જીભ ઉપર મહારાજશ્રીએ પોતાની આંગળી મૂકી આશીર્વાદ આપતાં કહ્યું : 'આજથી તું આયુર્વેદિક ચિકિત્સક તરીકે પ્રખ્યાત થઈશ. તેમાંયે કોઈને રાંઝણ, વા કે પેટના-આંતરડાના રોગો હશે તેના ખાસ નિષ્ણાત વૈદ્ય તરીકે ખ્યાતિ પામીશ. કોઈ બાઈને સુવા-

વડ ન થતી હોય તો તું ઊનનો દોરો તારા ઇષ્ટદેવનું નામ ઉચ્ચારી ગાંઠ વાળી આપીશ એટલે તે દોરો બાંધતાંની સાથે તે બાઈની સુખેથી પ્રસૂતિ થશે. જા, મારું વચન છે.'

મગનભાઈ આ સાંભળી રાજી રાજી થઈ ગયા અને મહારાજશ્રીને પગે લાગ્યા. હવે હીરાભાઈને ઉદ્દેશીને મહારાજ બોલ્યા :

'હીરાભાઈ! તમે પણ કંઈક માગી લો.'

આ સાંભળી હીરાલાલ બોલ્યા : 'હું માગું તે તમે આપશો ?'

'હા, હા, તમારે જે માગવું હોય તે માગો. કોઈ પણ જાતનો સંકોચ રાખશો નહિ.'

'મારા પિતાનું આજ ને આજ મરણ થાય.'

'હીરાલાલ ! આવું તે મંગાય ? કંઈક સારી વસ્તુ માગો.'

'મહારાજશ્રી ! મારે જે જોઈએ છે તે મેં માગ્યું છે. મારે આ સિવાય બીજું કંઈ જોઈતું નથી. જો તે ન આપવું હોય તો આપની મરજી. આપના બોલ ગયા.'

'હીરાલાલ ! હજુ વિચાર કરો.'

'મેં બધો જ વિચાર કર્યો છે. વિચાર કરીને જ મેં માગ્યું છે. બીજું મારે કંઈ માગવું જ નથી. આપ ના પાડી દો. હું ચાલતો થાઉં.'

મહારાજશ્રીએ જાણ્યું કે આ માનવીમાં કોઈનું ભલું કરવાની વૃત્તિ જ નથી. એના મનમાં તો પિતા ઉપર ગુસ્સો છે એટલે વેર લેવાની તીવ્ર ભાવના છે. માટે બીજું કંઈ સાંભળશે જ નહિ. એમ વિચારી તે કહેવા લાગ્યા :

'ભાઈ હીરાલાલ! ભલે, તારી ઇચ્છા છે તો તે પ્રમાણે જ થશે. પરંતુ તે માટે તારે થોડુંક કામ કરવું પડશે.'

'તે માટે આપ બતાવો તે કામ કરવા હું તૈયાર છું.'

'જો, અહીંથી આ રસ્તે થઈ, સામેના રસ્તે થઈ, આ મંદિરની પાછળના નેળિયાના રસ્તે થઈ આ ભાગની સંપૂર્ણ પ્રદક્ષિણા કરીને અહીં આવો. લગભગ ત્રણથી સાડાત્રણ માઈલ થશે. વધુમાં વધુ એક કલાક થશે માટે તેટલી મુદતમાં પ્રદક્ષિણા કરી અહીં આવી જશો. પાછા વળીને જોવાનું નથી. એ શરતને લક્ષમાં રાખી અહીં આવશો એટલે તમારા પિતા મરણ પામ્યા હશે'

મહારાજશ્રીએ આ પ્રમાણે કહ્યું એટલે હીરાલાલ તો ખુશ ખુશ થઈ ગયા અને મૂઠીઓ વાળીને મહારાજશ્રીએ બતાવેલા રસ્તે દોડવા લાગ્યા. નેળિયું નીચાણમાં આવેલું હતું અને એટલું સાંકડું હતું કે મહામુસીબતે એક ગાડું જઈ શકે. જેવા તે નેળિયામાં દાખલ થયા ને થોડે આગળ ગયા કે તરત જ બે મોટા વાનર( બુઢિયા )ને નેળિયા વચ્ચે લડતા જોયા. તે એવા તો મરણિયા થઈને ભયંકર રીતે લડતા હતા કે હીરાલાલ તો તે જોઈને ત્યાં અટકી

જ ગયા. હવે તો વાનરો લડતા લડતા હીરાલાલ તરફ આવવા લાગ્યા. વાનરોને લોહી નીગળતા પોતાની તરફ આવતા જોઈ હીરાલાલે પાછા વળીને દોટ મૂકી. પણ પાછા વળીને ભયથી દોડવા જતાં તે ભયંકર ઠોકર ખાઈ નીચે પડ્યા. 'ઓ બાપ રે!' એવી ચીસ તેમના ગળામાંથી નીકળી પડી અને તે બેભાન થઈ ગયા. વળી પડતાંની સાથે જ તેમના બંને પગો ઢીંચણમાંથી સાવ ગળી ગયા.

કલાક–દોઢ કલાક જેટલો સમય થયો છતાં હીરાલાલ આવ્યા નહિ તેથી પેલા સંન્યાસી મહારાજે હીરાલાલની શોધ માટે મગનલાલ પટેલને મોકલ્યા. મગનલાલે નેળિયાના નાકા ઉપર જ નેળિયાની અંદરની બાજુએ હીરાલાલને બેભાન દશામાં પડેલો જોયો. હીરાલાલને તેમણે જાગ્રત કર્યો. હીરાલાલે બધી હકીકત વિગતવાર જણાવી. પરંતુ નેળિયામાં નજર નાખતાં ત્યાં કોઈ વાંદરા દેખાયા નહિ. હીરાલાલના પગ ગળી ગયેલા જોઈ મગનલાલને પણ ખૂબ આશ્ચર્ય થયું. જોડેના રખિયાલ ગામેથી ગાડું લાવી તેમાં હીરાલાલને બેસાડી મહાદેવના મંદિરમાં આવ્યા. તપાસ કરી તો પેલા સંન્યાસી મહારાજ ત્યાં હતા નહિ. તેમ જ તેમને ત્યાંથી બહાર જતા કોઈએ જોયા હોય તેવી કંઈ ભાળ પણ મળી નહિ. અને હીરાલાલ ખાટલે પડ્યા.

આ બાજુ, મગનભાઈને આયુર્વેદ પ્રત્યે અનુરાગ

તો હતો જ હવે મહારાજશ્રીના આશીર્વાદ મળ્યા પછી તે ખૂબ વધી ગયો. સામાન્ય રીતે પેટના દુખાવા માટે કે અપચા માટે તેઓ ગોળી કે ચૂર્ણ બનાવતા. અને આ પ્રસંગ બન્યા પછી તો જુદા જુદા રોગો માટે ગોળીઓ બનાવી તે દર્દીને આપતા. કોટના ગજવામાં ગોળીઓનું પડીકું રાખતા. એટલે રસ્તે જતાં પણ દર્દીઓને તે દવા આપતા. મોટા માણસ પાસેથી એક દિવસનો એક આનો અને છોકરાનો અડધો આનો ફી રાખેલી. પરંતુ ઘણાયે લોકો છૂટા પૈસા પાસે ન હોવાના કારણે વાયદા કરતા. સંભારીને આપી જાય તો ઠીક, નહિ તો મગનભાઈ કદી ઉઘરાણી કરતા નહિ. ગમે તેવો પેટનો દુખાવો થતો હોય તો મગનભાઈની ગોળી ખાવાથી તરત મટી જતો. આખી મિલના કામદારો તો મગનભાઈની દવા લેતા એટલું જ નહિ પણ મિલના શેઠ કે તેમના કુટુંબનાં માણસો પણ તેમની દવા ખાતાં હતાં. મગનભાઈ જો કે આજે હયાત નથી પરંતુ તેઓ જીવ્યા ત્યાં સુધી ગોમતીપુરમાં કોઈ વૈદ્ય કે ડૉકટર કદી ફાવ્યો ન હતો.

મિલમાં નવો મેનેજર આવતાં, આવો મેલોઘેલો માણસ ગજવામાંથી દવાની ગોળીઓ આપે તે જોઈ તેની તરફ તેને કંઈક તિરસ્કાર ઉપજ્યો. તેમાંયે લોકો દવા લેવા આવે ત્યારે તે પોતાનું કામ બંધ રાખીને લોકોને ગોળીઓ આપે તે જોઈ મેનેજર વધુ ચીડાયો. આથી તેણે મગનભાઈને નોકરીમાંથી છૂટા કર્યા.

આમ મગનભાઈ નોકરી પરથી ઘેર બેઠા. પરંતુ ઈશ્વરની કરુણા અપાર છે. બીજે જ દિવસે સવારે બાલાભાઈ શેઠના પેટમાં દુખાવો ઊપડતાં મગનભાઈને બોલાવી લાવવા તેમણે મિલમાં ટેલિફોન કર્યો. બાલાભાઈ શેઠના દીકરા સાકરલાલ શેઠ મિલનો વહીવટ કરતા હતા. આથી બાલાભાઈ 'મોટા શેઠ' તરીકે ઓળખાતા. મેનેજરે મોટા શેઠને જણાવ્યું : 'મગનલાલ પટેલને તો મેં છૂટો કરી દીધો છે.'

આથી શેઠ ગુસ્સે થયા અને કહ્યું : 'આપણી ગાડી લઈ મગનભાઈને ઘેર જઈ તેમને ગાડીમાં બેસાડી અહીં બોલાવી લાવો.'

વિધિની વિચિત્રતા તો જુઓ ! મગનભાઈ કે જેમને શેઠ અને મિલના તમામ કામદારો 'મગનકાકા'ના વહાલસોયા સંબોધનથી જ બોલાવતા હતા તે મગનકાકાને જે મેનેજરે મિલમાંથી છૂટા કર્યા હતા, તેમને પોતાને જ આજે મગનભાઈને બોલાવવા સારુ મગનભાઈના ઘેર જવું પડ્યું. ક્યાં માસિક અઢારસોના પગારદાર મેનેજર અને ક્યાં માસિક રૂા. ૧૮ (અઢાર) મેળવનાર કારકુન ! મેનેજરને જોઈ મગનભાઈએ હસીને પ્રેમથી તેમને આવકાર આપ્યો. મેનેજરે મોટા શેઠનો સંદેશો કહ્યો. તરત જ મગનભાઈ દવા લઈ તૈયાર થઈ ગયા. બંને જણ ગાડીમાં બેસી શેઠના બંગલે ગયા. શેઠે પેટના દુખાવાની વાત કરી. મગનભાઈએ પાણી સાથે બે ગોળીઓ શેઠને ગળાવી



દીધી. થોડી જ વારમાં તેમને આરામ થયો. પછી શેઠ તેમની સાથે મિલમાં આવ્યા. પોતાના પુત્ર સાકરલાલ શેઠ મિલનો વહીવટ સંભાળતા હતા એટલે તેમની ઑફિસમાં આવી સાકરલાલભાઈને પ્રશ્ન કર્યો :

'સાકરલાલ ! આ મિલ કોની ?'

'કેમ બાપુજી, આવું પૂછવું પડ્યું ? મિલ તો આપની જ છે. એમાં કંઈ શંકા હોઈ શકે ?'

'તો પછી મારી આજ્ઞા છે કે આવા મહાત્મા જેવા મગનકાકાને ઘેર બેસાડનાર આ મેનેજર કાલથી આ મિલમાં જોઈએ નહિ. અને મગનકાકાનો પગાર જે રૂા. ૧૮ માસિક આપો છો તેના આંકડા ફેરવી નાખી રૂા. ૮૧ પગાર ચાલુ કરી દો.'

મેનેજર તો આ વાત સાંભળી ડઘાઈ જ ગયો. તેને પોતાની નોકરી જતી જોઈ સહજ ધ્રુજારી પણ આવી ગઈ. તેણે મગનભાઈ સામે એવી તો દયામણી દૃષ્ટિએ જોયું કે તેનો રોટલાનો આધાર જાણે મગનભાઈ ઉપર જ હોય !

મગનભાઈ તો મહાત્મા જેવા હતા. તેમને કંઈ હરખશોક હતો જ નહિ. આ સાંભળી તે બોલ્યા :

'શેઠ સાહેબ ! મારી વાત સાંભળો. આખી જિંદગી મારી ગઈ, પરંતુ આપે કદી મારો પગાર વધાર્યો ન હતો. અઢાર રૂપિયા ઉપર એક રૂપિયો પણ કદી વધાર્યો નથી. પણ આ મેનેજર સાહેબના પ્રતાપે જ્યારે એકદમ મારો

પગાર સાડાચાર ગણો કરી આપવામાં આવે છે ત્યારે તેમને ઘેર મોકલો એ મારાથી શી રીતે સહન થઈ શકે? તેના પ્રતાપે જ મારું ભલું થઈ રહ્યું છે; માટે તેને રાખો. જો તેને કાઢી મૂકશો તો હું પણ આવી શકીશ નહિ!'

મગનભાઈની આવી વાત સાંભળી મેનેજરને નોકરી ઉપર ચાલુ રાખવામાં આવ્યા. આમ મગનભાઈએ સંન્યાસી મહારાજ પાસે જે માગ્યું તે તેમને માગતાં આવડયું કહેવાય.



## વીરાંગના

ગીધડ દેવે દૂડબડી, સમડી ચંપે પાવ;
મેં બીન જાતો ન સેજરે, (પણ) રીત ન છોડે રાવ.

એક શૂરી રજપૂતાણી રણમેદાનમાં વીરગતિને પામેલા પોતાના પતિના શરીર પર એક ગીધડી અને એક સમડીને પડતાં જોઈ પોતાની સખીને શૌર્યભર્યા વર્ણનથી કહે છે કે, 'સખી! મારા શૂરવીર અને રાજશાહી પતિનો ઠાઠ તો નીરખ. પેલી ગીધડી એને પ્રેમનો ઠોંસો લગાવી રહી છે અને પેલી સમડી તેનો પગ ચાંપે છે. મારા વગર તે સૂતો નહિ ને તે રીત મર્યા પછી પણ છોડી નહિ. એમ મારો પતિ કેવો પ્રેમશૌર્યઅંકિત છે!'

વીરપ્રસૂતા મેવાડ ભૂમિએ જેટલાં અને જેવાં યુદ્ધો જોયાં છે, તેટલાં અને તેવાં ભારતની બીજી ભૂમિ તો શું પણ સમગ્ર જગતની બીજી કોઈ પણ ભૂમિએ જોયાં નહિ હોય! મેવાડની તસુએ તસુ જમીન પર વીરો અને વીરાંગનાઓનાં શોણિત છંટાયેલાં છે. અને તે ભૂમિને વીરોના રક્તમાંસનું એટલું બધું ખાતર મળતું કે તે ભૂમિનું

વીરો અને વીરાંગનાઓની આખી વણઝાર
પાણી પીને વીરો અને પોતાની માતૃભૂમિના કે
એ સમયે ઉત્પન્ન થતી અને પોતાની માતૃભૂમિના કે
સ્વધર્મના રક્ષણાર્થે લોહીમાંસનું બલિદાન દઈ પોતાના
જીવનને ન્યોછાવર કરતી.

એ ભૂમિનાં બાળકોને જાણે ગળથૂથીમાંથી જ વીર-
ત્વનો રસ પાવામાં આવતો. વીરત્વનો પ્રસંગ સાંપડ્યે
કોણ બાળક કે કોણ યુવાન કે કોણ વૃદ્ધ ? તેની ખબર
પણ પડતી નહિ. બધાં જ જાણે એક જ પ્રકારના પાણી-
દાર ગજવેલમાંથી તૈયાર કરવામાં આવ્યા ન હોય !

ત્યાં તો વીરત્વ અને ક્ષત્રિયવટના પુરાવા રૂપે કહે-
વાતું કે–

સંગ બલ જાવે નારિયાં, ઔર નર જાવે કદે;
ઘર બાલક સૂના રમે, એ ઘર રજવદે.

પતિ યુદ્ધમાં ખપી જાય એટલે તેની સાથે તેની પત્ની સતી થતી. અને તેમનાં બાળકો માબાપ વિના સૂનાં ઊછરતાં. આવું ઘર રજવદેની નિશાની ગણાતું.

ક્ષત્રિયોનાં યુદ્ધ એ રાજનીતિનું અનિવાર્ય અંગ મનાતું અને તેથી ક્ષત્રિયોને યુદ્ધની તાલીમ નાનપણથી જ મળતી. એમને બાલવયથી જ યુદ્ધનો રસ એવો લગાડવામાં આવતો કે જ્યાં લડાઈનો બૂંગિયો–ઢોલ સંભળાતો કે ઘેર ઘેરથી આબાલવૃદ્ધ ક્ષત્રિયો યુદ્ધ માટે તૈયાર થઈ આવતા. તે વખતે શૂરી ક્ષત્રિયાણીઓ પણ પોતાના યુદ્ધે ચડતા પતિને કહેતી કે :





મરજો કે મારજો પિયુ, ન દેશો પીઠ લગાર;
સહિયર મેણાં મારશે, કાયરની આ નાર !

હે સ્વામીનાથ ! તમે યુદ્ધમાં જઈને દુશ્મનને હણી નાખજો. અથવા તેમ ન બને તો બહેતર છે કે યુદ્ધમાં ખપી જજો. પરંતુ કાયરતાથી પૂંઠ બતાવી જીવનને વહાલું ગણી નાસી આવતા નહિ. જો કાયરતા બતાવી ભાગી આવશો તો મને મારી સખીઓ કાયર નરની આ નારી છે, કહી મહેણાં મારશે.

આવાં વચનો જ્યારે પોતાની શૂરવીર પત્નીઓ કહેતી ત્યારે તે વીર પુરુષોને ખૂબ પાનો ચડતો. અરે કેટલીક વાર તો પરણીને તુરત આવેલા, હાથેથી મીંઢળ પણ છૂટેલું ન હોય તેવા વીરો પણ યુદ્ધની નોબત સાંભળી દોડી જતા. કેટલીક વાર પરણવા માંહ્યરામાં બેઠા હોય તે વખતે પણ ધર્મરક્ષણાર્થે યુદ્ધમાં દોડી જતા ત્યારે ત્યાં જીવનનાં અનેક અરમાનો અણપૂર્યાં રહી જતાં અને પોતાના જીવનનું બલિદાન આપી દેતા. એ તો એ સમય હતો અને એવી એ ભૂમિ હતી.

એવા સમયમાં મેવાડમાં સિસોદિયાકુલભૂષણમ હારાણા લક્ષ્મણસિંહ રાજ્ય કરતા હતા. તેમનો પાટવી કુંવર અરિસિંહ કેટલાંક મિત્રોને લઈ એક વખત શિકારની સહેલગાહે નીકળી પડ્યો. શિકારની શોધમાં ને શોધમાં મેવાડમાં આવેલા અન્દવા નામના જંગલમાં તેઓ આવી પહોંચ્યા, પરન્તુ ત્યાં તેમને કોઈ વાઘ કે સિંહનો ભેટો

થયો નહિ. છેવટે એક મહા ભયાનક વરાહ જોવામાં આવ્યો. આ ભયંકર વિકરાળ પ્રાણીને જોતાં જ કુમારે તેના પર શરસંધાન કર્યું. વારાહે પોતાના તરફ તીર આવતું જોતાં જ તે તીરનું નિશાન ચુકાવ્યું અને નાઠો. તેની પાછળ આ શિકારીઓ પડયા. આથી પાસે જ આવેલા ગામના એક ખેડૂતના ખેતરમાં તે વરાહ નાસીને ઘૂસી ગયો. આથી કુમાર અરિસિંહ અને તેમના સોબતીઓ વરાહની પાછળ તે ખેતરમાં ગયા. પરન્તુ ખેતરમાં જુવાર વાવેલી હતી. જુવાર માથોડા ઉપર થયેલી હતી અને તેના સાંઠા જમીનની ફળદ્રુપતાને લીધે શેરડીના સાંઠાની યાદ આપે તેવા જાડા અને મજબૂત હતા.

આવા ખેતરમાં વરાહને પેઠેલો જોઈ શિકારીઓ જરાક નાસીપાસ થયા. કારણ, આવા ખેતરમાં તેને શોધવો તે ખૂબ મુશ્કેલ હતું. પરન્તુ ખેતર વચ્ચે એક મોટો માળો બાંધેલો હતો અને તેના ઉપર એક સશક્ત ખેડૂતકન્યા બેઠેલી હતી. તે સઘળું દૃશ્ય જોઈ રહી હતી. તેણે કુમારને તે તરફ આવતા જોયા એટલે તે માળા ઉપરથી નીચે ઊતરી આવી અને કહેવા લાગી : 'આપ બેફીકર રહો. હું તેને હમણાં પકડી લાવું છું.' આમ કહી એક મજબૂત જુવારનો સાંઠો ભાંગી તેના એક છેડાને અણીદાર બનાવી માળા ઉપર ચડીને ત્યાં પડેલા કામઠા ઉપર તે સાંઠાને ચઢાવી જ્યાં પેલો વરાહ સંતાયો હતો તેના ઉપર એ એવા વેગથી ફેંક્યો કે તે વરાહને લાગતાં જ વરાહ તત્કાળ ગબડી પડયો અને મરણ પામ્યો. પછી તે વીર-



બાળા ત્યાં જઈ વરાહને એકલી ઊંચકી લાવી અને કુમારને સોંપી દીધો અને પછી પોતાના ખેતરમાં ચાલી ગઈ.

કુમાર અને તેના સાથીદારો આ બાળાનું અસાધારણ બળ જોઈ વિસ્મય પામ્યા અને શિકારને લઈ નજદીકમાં નદીના કિનારે જઈ ભોજનની તૈયારી કરવા લાગ્યા.

તે લોકો ત્યાં વીર યુવતીનાં પરાક્રમની વાતો કરતા હતા તેવામાં એક માટીનું ઢેફું પેલા ખેતર તરફથી આવ્યું અને કુમારના ઘોડાને વાગ્યું. તે વાગતાં જ ઘોડો નીચે તૂટી પડયો. આ અકસ્માત જોઈ બધા વિસ્મય પામ્યા અને આજુબાજુ જોવા લાગ્યા તો જુવારના ખેતર તરફથી ઢેફાં આવતાં હતાં પેલી વીર બાળા ગોફણ વડે ખેતર-માંથી પક્ષીઓ ઉડાડતી હતી. તેનું આવું અતુલ પરાક્રમ જોઈ તે બધા આશ્ચર્ય પામ્યા. ઘોડાને ઊભો કર્યો. દૂરથી જ તે બાઈએ ઘોડાની આ સ્થિતિ જોઈ એટલે પોતાની ગોફણના ગોળા વડે જ આમ થયું હોવાનું માની ત્યાં આવી પોતાનો અપરાધ જાણી કુમારની ક્ષમા માગી. તેનું આવું અતુલ પરાક્રમ અને આવા ઉમદા ગુણો જોઈ કુમાર અને તેમના સાથીઓ અતિશય આશ્ચર્ય પામ્યા અને તે બાળા તરફ રાજકુમાર અરિસિંહ આકર્ષાયા.

પછી કુમાર અને તેમના સાથીઓ સાંજના ચિતોડ તરફ રવાના થયા તે વખતે પેલી શૂરવીર બાળા માથા ઉપર એક મોટું માટલું મૂકી બન્ને હાથથી ભેંશની બે નાનકડી પાડીઓને દોરીને સામેથી આવતી હતી આ બાળાને જોઈ રાજકુમારના સાથીદારો પૈકી એકની તેના બળની પરીક્ષા

કરવાની ઇચ્છા થઈ આથી બાળાને અડફટમાં લેવા તેણે પોતાના ઘોડાને તેની તરફ નાખ્યો. આ જોઈ બાળા ચેતી ગઈ અને સહજ પણ ન ગભરાતાં પોતાના હાથમાં પકડેલી એક પાડી તેના ઘોડા સાથે એવી રીતે અથડાવી દીધી કે રાજકુમારનો તે સાથી ઘોડા ઉપરથી નીચે ગબડી પડયો.

આ ઉપરથી કુમારને આ બાળા પ્રત્યે વધુ આકર્ષણ થયું. અને તે કોણ છે તે સંબંધી તપાસ કરવાની ઇચ્છા થઈ

તે સંબંધમાં તપાસ કરતાં તે એક ચૌહાણ કુળના ખેડૂતની કન્યા હોવાનું માલૂમ પડયું. વળી તે હજુ સુધી કુંવારી જ હતી રાજકુમારને આ કન્યાનું તેની બહાદુરી અને નીડરતા જોઈ ખૂબ આકર્ષણ થયેલું એટલે તે કુંવારી છે એમ જાણતાં તેની સાથે લગ્ન કરવા તે ઉત્સુક થયો. તેણે પોતાના મિત્રો સાથે આ સંબંધમાં ખૂબ ચર્ચા કરી. ગમે તેવા સામાન્ય રજપૂતની કન્યા સાથે લગ્ન ન કરવા કેટલાક મિત્રોએ સૂચના આપી. પરંતુ કેટલાકે 'ઉકરડામાંથી પણ રત્ન મળે તો તે લઈ લેવું જોઈએ,' એ ન્યાયે આવી ચાલાક, સ્વરૂપવાન અને બહાદુર બાળા સાથે લગ્ન કરવામાં કંઈ વાંધો નથી એમ જણાવ્યું. રાજકુમારને આ વિધાન ખૂબ પસંદ પડયું અને તેણે કન્યાના પિતાને આ સંબંધમાં વાતચીત કરવા માટે મળવાનું નક્કી કર્યું તેણે તરત જ પોતાના એક માણસને કન્યાના પિતાને બોલાવવા મોકલ્યો. તે વૃદ્ધ ચૌહાણ રજપૂત ખેડૂત



રાજકુમારનો સંદેશો મળતાં આવી પહોંચ્યો. તેણે જે વિવેક અને વિનયથી રાજકુમાર સાથે વાતચીત કરી તેથી રાજકુમાર અને તેના મિત્રો ખૂબ પ્રસન્ન થયા. પછી રાજકુમારના મિત્રોએ બહુ જ વિવેક અને મર્યાદાપૂર્ણ ભાષામાં રાજકુમાર માટે પેલી કન્યાની માગણી કરી. આ સાંભળી પ્રથમ તો પેલો વૃદ્ધ આશ્ચર્ય પામ્યો. પણ થોડો વિચાર કરી પોતાના ઘરનાં માણસો સાથે વાતચીત કરી પછી જવાબ આપવાનું જણાવ્યું અને બધાંને પોતાને ત્યાં મહેમાન થવા વિનંતિ કરી.

તેના અતિ આગ્રહને વશ થઈ બધા તેને ત્યાં ગયા. એકાદ દિવસ રોકાઈ બધી વાતચીત નક્કી કરી પછી ચિતોડ જઈ તે ચૌહાણ રજપૂતની ઇચ્છા મુજબ તેની દીકરી માટે રાજમહેલમાંથી રીતસર રિવાજ મુજબ ખાંડું મોકલવામાં આવ્યું. ખાંડા સાથે તે કન્યા ચિતોડ આવતાં રાજકુમારે તેની સાથે વિધિપુરઃસર લગ્ન કર્યું.





# છઠ્ઠી રેનરા અંક

હર કલ્યા તે વિધિએ લખ્યા, છઠ્ઠી રેનરા અંક,
રજ ઘટે ન કાંઈ તલ વધે, રે'રે' જીવ નિઃશંક.

હિંદુ લોકો બાળકનો જન્મ થયા પછી છઠ્ઠીની રાતે વિધાતા તેના લેખ લખવા આવે છે એમ માની તે રાત્રિએ કોરો કાગળ, કંકુ અને કલમ વગેરે એક પાટલા કે બાજઠ ઉપર મૂકે છે, અને તે રાત્રિએ તે બાળકનું ભાવિ કેવું હશે તે સંબંધમાં વિધાતા–નિયત લેખ લખી



જાય છે તેમ હિંદુ લોકો માને છે. એટલે તે હિસાબે આ લોકકવિ કહે છે કે માનવીના જન્મની છઠ્ઠીએ એટલે છઠ્ઠી રાત્રિએ ભગવાને નક્કી કર્યા પ્રમાણે વિધાતા જે લેખ લખે છે, તેમાં રજ જેટલો પણ ઘટાડો કે તલ જેટલો પણ વધારો થતો નથી. માટે હે જીવ! તું તારા મનમાં કંઈ પણ શંકા લાવીશ નહિ. માનવીનું ભાવિ કદી કોઈથી મિથ્યા થતું નથી.

ઈશુની અઢારમી સદી પૂરી થયે માંડ ત્રણેક દશકા વીત્યા હશે તે વખતે પંજાબમાં શીખ મહારાજા રણજિત સિંહ રાજ્ય કરતો હતો. મહારાજા રણજિતસિંહ પ્રબળ અને પરાક્રમી હતો, તેનું લશ્કર પણ કસાયેલું અને ખૂબ પરાક્રમી હતું. તે ખાલસા નામથી ઓળખાતું હતું. ખાલસા લશ્કરથી અંગ્રેજો પણ ડરતા હતા. તે વખતે પંજાબની રાજધાની લાહોર શહેરમાં હતી અને તેથી મહારાજા રણ-જિતસિંહે તે શહેરને ખૂબ આબાદ બનાવ્યું હતું.

ઈ. સ. ૧૮૩૦ની સાલમાં મહારાજા રણજિતસિંહ પાસે એક વિચિત્ર ફરિયાદ આવી. આ ફરિયાદની વિગત એવી હતી કે પીરુ નામનો એક કઠિયારો હતો. તે પંજા-બમાં આવેલા કાંગડા નામના સ્થળથી પાંચ માઈલ દૂર આવેલા જવડ નામના ગામમાં રહેતો હતો. તેને એક રૂપરૂપના અંબાર જેવી દીકરી હતી. દીકરીનું ભુવનમોહન સૌંદર્ય જોઈ આ પીરુ અને તેની પત્ની બંને આનંદ વિભોર બની જતાં. તેમણે દીકરીનું નામ મંગલા પાડયું

સૌંદર્યવાન દીકરીને જોઈ માતાપિતા પોતાનું
હતું. આ દુઃખ ભુલી જતાં અને આમ તેમનો સંસાર આ બાલિકાના
કિલ્લોલમાં સુખરૂપ ચાલતો હતો.

પરંતુ તેમનું આ સુખ કુદરતને મંજૂર નહિ હોય,
તેથી બાળકી મંગલાને નાની મૂકીને તેની માતા એક
દિવસ પરલોકને પંથે પડી. થઈ રહ્યું. પીરુને માથે ઘરના
ગુજરાન માટે મહેનત-મજૂરી ઉપરાંત આ બાલિકાના
ઉછેરની જવાબદારી પણ આવી પડી. છતાં પીરુ હિંમત
હાર્યો નહિ અને મહામુશ્કેલીથી પોતાનું ગાડું ગબડાવવા
લાગ્યો. પોતાની દીકરીને માતાની ખોટ ન સાલે તે સારુ
પીરુ શકય તે તમામ મહેનત કરતો. આમ ને આમ આ
દીકરી મંગલા દશેક વર્ષની થઈ પરંતુ તેની મીઠી મીઠી
ભાષા અને ભલભલા મોટી ઉંમરના માનવીને પણ શરમાવે
તેવું શાણપણ જોઈ પીરુ ગાંડોઘેલો બની જતો.

અતિશય મહેનત-મજૂરીથી છેવટે પીરુ માંદો પડયો
અને દુઃખ ભુલવા સારુ આખરે દારૂની લતે ચઢી
ગયો. આ બૂરી લતને લીધે તેને દુઃખ અને દારિદ્રયે
એવો તો ઘેરી લીધો કે છેવટે તેણે પોતાની આ એકની
એક આણુપ્યારી દીકરી મંગલાને સને ૧૮૨૫ની સાલમાં
મુનશી જસ્સારામને થોડાક રૂપિયામાં વેચી અને તે
મૃત્યુશરણ થયો.

મુનશી જસ્સારામ આ છોકરીને નૂરપુર નામના
ગામે લાવ્યા અને ત્યાં રહેવા લાગ્યા. છોકરીની ઉંમર



તે વખતે માત્ર ૧૧ વર્ષની હતી, પરંતુ તેની મનમોહક
હરણી જેવી વિશાળ આંખોનું સૌંદર્ય અનુપમ હતુ.
વળી તેનો બાંધીદડીનો શરીરનો બાંધો તેમ જ સુંદર
અવાજ જોઈ તે ગમે તેને વહાલી લાગતી. આસપાસના
લોકોનો તેની તરફ ખૂબ પ્રેમ હતો. આ દરમિયાન એક
નાટકના મેનેજરે મુનશીજીને ત્યાં આ છોકરીને જોઈ અને
તેના લાવણ્યથી તે ખૂબ પ્રભાવિત થયો. આવડી આ નાન-
કડી છોકરીનો તંદુરસ્ત અને ખૂબસૂરત આકર્ષક ચહેરો
જોઈ ઘડીભર તો તે છક્ક થઈ ગયો. તેમાંયે વળી તેનો
રૂપાની ઘંટડી જેવો સુંદર અવાજ સાંભળી તેને તેની
તરફ વધારે આકર્ષણ થયું. વાતવાતમાં તેના જાણવામાં
આવ્યું કે આ છોકરી તો મુનશીજીની પોતાની નથી, પણ
કોઈની પાસેથી તેમણે ખરીદી આણી છે, એટલે તો તેન
તે છોકરી મુનશીજી પાસેથી ખરીદી લેવાની ઇચ્છા થઈ;
કારણ પોતે નાટક કંપનીનો મેનેજર હતો અને આ છોકરીના
કંઠ એટલો બધો મધુર હતો કે જેથી કરીને તેને જો
સ ગીત અને નૃત્ય શિખવવામાં આવે તો ભવિષ્યમાં નાટક
કંપનીને ખૂબ લાભ થાય. આથી આ મેનેજરે મુનશીજીને
બરાબર હાથ ઉપર લીધા અને રૂપિયા પચાસ મુનશીજીને
આપ્યા. પછી આ છોકરીને કાંગડાનાં લોકનૃત્ય શીખવવા
માંડયાં. થોડાક જ વખતમાં આ છોકરી કાંગડા નૃત્યમાં
પાવરધી બની ગઈ અને તે કુશળ નર્તકી તરીકે ખ્યાત-
નામ બની ગઈ.

આ જોઈ મુનશીજી મેનેજર પાસેથી બીજી રકમ પડાવવાનો પ્રયત્ન કરવા માંડયા. પરંતુ તેમાં ન ફાવતાં તેમણે બીજા બે માણસો પાસેથી પૈસા લઈ આ છોકરીને લાહોરમાં સને ૧૯૩૦માં વેચી નાખી. મુનશીજીની આ ચાલાકીની ખબર પડતાં મહારાજા રણજિતસિંહ સમક્ષ તે બાબતની ફરિયાદ રજૂ થઈ

મહારાજા રણજિતસિંહ આ છોકરીનું કમનીય સૌંદર્ય જોઈ ખૂબ પ્રભાવિત થયા અને ફરિયાદી તેમજ આરોપી બંનેને સમજાવી, તેમનું મન મનાવી આ મંગલાને પોતાના અંતઃપુરમાં મોકલી દીધો મુનશીજી અને ફરિયાદી બને માની ગયા, અને આ રીતે મંગલા મહારાજા રણજિતસિંહના મહેલમાં દાસી બની.

મુનશીજી પાસે રહી ત્યારે મંગલા તેમની પાસેથાં સારું શિક્ષણ પામી હતી. તે અક્ષરજ્ઞાન ઉપરાંત નામુંઠામું પણ સારી પેઠે શીખી હતી એટલે મહારાજા રણજિતસિંહનો અને રાણીઓના ખર્ચનો હિસાબ તે રાખવા લાગી અને તેમાં તે એટલી બધી નિપૂણ બની ગઈ હતી કે મહારાજાનો તેના ઉપર ખૂબ વિશ્વાસ બેઠો હતો અને આ બાબતમાં તેણે મહારાજાનો એટલો બધો વિશ્વાસ સંપાદન કર્યો કે મહારાજાએ આખરે લાહોરના કિલ્લાના ભંડારનો પ્રબંધ તેને હવાલે સોંપી દીધો હતો.

દિલ્હીના મોગલ બાદશાહ મહમદશાહ પાસેથી નાદીરશાહ જે કોહીનૂર હીરો લઈ ગયો હતો, તે અફઘાનિસ્તાનનો નાસતો-ફરતો રાજા શાહ સૂજા પોતાની સાથે લઈ ભારતમાં નાસી આવેલો. શાહ સૂજાએ



પોતાની ગાદી પાછી મેળવવા માટે પંજાબના શીખ મહારાજા રણજિતસિંહ સાથે દોસ્તી બાંધી. દોસ્તીના કરાર નક્કી થયા તે દરમિયાન મહારાજા રણજિતસિંહને ખાનગી ખબર મળ્યા કે કાબુલના આ રાજા શાહ સૂજા પાસે પ્રખ્યાત કોહીનૂર હીરો છે અને તે પોતાની પાઘડીમાં છુપાવી રાખે છે. આથી દોસ્તીના કરાર કરતાં દોસ્તીની નિશાની તરીકે પાઘડી અદલાબદલી કરવાનો અહીં રિવાજ છે એમ કહી મહારાજાએ પોતાની પાઘડી અદલબદલ કરી. પાઘડી અદલબદલ કરતાં શાહ સૂજા ખમચાયો પણ ખરો, કારણ કોહીનૂર હીરો તે વખતે પણ પાઘડીમાં સંતાડેલો હતો, પરંતુ શું કરે ? અને મહારાજાને તો છૂપી રીતે તેની ખબર પડી હતી એટલે જ આ યુક્તિ વાપરી તે હીરો પડાવી લીધો. શાહ સૂજાને દબાયે ચંપાયે તે આપવો પડયો.

આ કોહીનૂર હીરો જગતભરમાં એટલો બધો પ્રખ્યાત હતો કે તેને મેળવવા સારુ ઘણા રાજા-મહારાજાઓ અને ઇતર લૂંટારાઓ બહુ આતુર હતા. આથી તેને જાળવવા સારુ લાહોરના કિલ્લાના ભંડારના મુખ્ય કોષાધ્યક્ષને ખૂબ તકેદારી રાખવી પડતી. મંગલાને ભંડારની કામગીરી સોંપવામાં આવી એટલે તેણે મુખ્ય કોષાધ્યક્ષ બેલીરામ સાથે મળીને આ કોહીનૂર હીરાની સુરક્ષા માટે એક સુંદર યોજના ઘડી કાઢી.

મહારાજા રણજિતસિંહ જ્યારે એક ઠેકાણેથી બીજે ઠેકાણે પોતાનો દરબાર લઈ જતા ત્યારે આ કોહીનૂર હીરાને પણ ત્યાં મોકલવો પડતો. અને એ રીતે મોકલતાં કદાચ કોઈ વાર તે લૂંટાઈ જવાનો પૂરો સંભવ હતો.

આથી મંગલાએ એક જ રંગની પચીસ પેટીઓ બનાવડાવી અને તે દરેક પેટી એકસરખા કદનાં પસંદ કરેલાં પચ્ચીસ ઊંટો પૈકી દરેક ઊંટ ઉપર લાદવામાં આવતી. એ પચ્ચીસ પેટીઓ પૈકી ખાસ નિશાનીવાળી પેટીમાં જ પેલો કોહી-નૂર હીરો રાખવામાં આવતો અને તે માત્ર મંગલા અને બેલીરામ બે જણ જ જાણતા. મહારાજાએ આ યોજના મંજૂર કરી હતી.

જ્યારે બેલીરામ અને મહારાજા રણજિતસિંહ મરણ પામ્યા ત્યારે મંગલા આખા ભંડારની મુખ્યા (મુખ્ય અધ્યક્ષ) બની હતી. સત્તા એટલી બધી હતી કે કાશ્મીરનું જે મહેસૂલ આવતું હતું, તે તેણે લાહોરના ભંડારમાં જમા કરાવવાનો આદેશ આપ્યો હતો, અને તેના આદેશ પ્રમાણે કાશ્મીરનું મહેસૂલ ત્યાં જમા થતું હતું.

મંગલા એટલી બધી દુરંદેશીવાળી હતી કે અંગ્રેજોની ચાલબાજી સમજી ગઈ હતી. આ પરદેશીઓ ભારતના રાજકારણમાં પ્રવેશ કરી ભારત પર સત્તા જમાવવા માંડયા હતા, તે તેને આંખના કણાની માફક ખૂંચતા હતા. તે અંગ્રેજોની કટ્ટર દુશ્મન હતી અને તેથી જ મહારાજા દિલીપસિંહને પંજાબની ગાદી અપાવવામાં તેણે મોટો ભાગ ભજવ્યો હતો.

આમ એક ગરીબ કડિયારાને ત્યાં જન્મેલી આ મંગલા એક સામાન્ય નર્તકી બની અને તેમાંથી ભાગ્યયોગે તે પંજાબના મહાન શીખ રાજ્યની કોષાધ્યક્ષ બની ગઈ.

## રૂપાળીબા

વગડામાં આંબા–મહુડા, વડ–પીપળ, લીંબડા–ખાખરા વગેરેની ઘાટી વનરાઈ વચાળે જેને શોધવુંયે અઘરું પડે, પણ લીલીછમ પર્ણઘટા વચ્ચે મેડી–માંડવાળાં રહેઠાણો દ્વારા પોતાના અસ્તિત્વની ચાડી ખાતું ઉત્તર ગુજરાતના કડી પરગણાના ખાખરિયા ટપ્પાના ઓતરાદા છેડે આવેલું બોરીસણા નામે એક નાનકડું પણ રળિયામણું, ગોકુળ સરખું ગામ આવેલું છે.

આ બોરીસણા ગામ કડીથી અમદાવાદ જવાના મારગ ઉપર આવેલું હોવાથી તેને 'મારગનું બોરીસણા' કહે છે અગાઉ અહીં એક મોટું તળાવ હતું. તેને બોર સર કે બોર તળાવ કહેતા અને તેથી જ આ ગામનું નામ બોરીસરા અને તે ઉપરથી કાળે કરીને બોરીસણા તરીકે જાણીતું થયું.

રજપૂતોએ આ મૂળ ગામ વસાવેલું અને તેથી તેમની અહીં સારી એવી વસતી હતી. બાજુમાં આવેલાં

શિયાપુરા–હૃષઈ નામનાં ગામોના રહેવાસીઓ જબરા માથાભારે હોઈ તેમની સાથે ગામના સીમાડા સંબંધી તકરારો ચાલ્યા જ કરે. એવામાં એક દિ' ગામના કેટલાક પુરુષો બહારગામ લગ્ન પ્રસંગે જાનમાં ગયેલા, તે લાગ જોઈ પેલા માથાભારે લોકો ગામનાં ઢોર હાંકી ગયા. દુશ્મનો ગામનાં ઢોર હાંકી ગયા....દુશ્મનો ગામનાં ઢોર હાંકી ગયા....ની ગામમાં બુમરાણ ઊઠી એટલે ગામમાંથી માણસો દોડ્યા. પણ દુશ્મનો સંખ્યામાં વધુ હોઈ તેઓ તેમને હંફાવી શકયા નહિ.

આ ગામની એક ગરીબ બ્રાહ્મણ વિધવા બાઈની ગાય હમણાં જ વિયાણી હતી. બાઈ ખૂબ ગરીબ સ્થિતિની હતી. તે ગામનાં ઢોર દુશ્મનો હાંકી ગયાની વાત સાંભળીને રુદન કરવા લાગી. વાછરડો પણ સમય થયા છતાં ગાય ન આવેલી હોવાથી ભાંભરડા પાડવા લાગ્યો. પડોશમાં જ એક રજપૂતનું ઘર આવેલું હતું તે યુવાન રજપૂત તો લગ્નમાં બહારગામ ગયો હતો, પરંતુ તેની યુવાન રજપૂતાણી રૂપાળીબા ઘેર હતી તેણે વાછરડાના ભાંભરડા અને બ્રાહ્મણીનું રુદન સાંભળ્યાં. બ્રાહ્મણ વિધવાનું આક્રંદ દિલ કંપાવનારું હતું. બાઈનું ભયં[illegible] આક્રંદ અને વાછરડાના ભાંભરડા આ રજપૂત બાઈથી સાંભળી શકાયાં નહિ. ગરીબ બ્રાહ્મણીનો ગાય જતાં તે નિરાધાર થઈ ગઈ. તેનું આજીવિકાનું સાધન માત્ર આ ગાય હતી. એટલે તેનું રુદન સાંભળી આ ગૌબ્રાહ્મણપ્રતિ



પાળ રજપૂતાણીને શૂર ચડ્યું. ઘડીમાં જ તેણે એક ભયંકર નિશ્ચય કરી લીધો અને હથિયાર સજી ગામના સીમાડા તરફ દોટ મૂકી. સીમાડે દુશ્મનોને હંફાવતા ગામના માણસોને જોઈ તેણે ત્યાં ધસી જઈ દુશ્મનોને પડકાર કર્યો.

એક સ્ત્રીનો પડકાર સાંભળી દુશ્મનો તેની તરફ વળ્યા અને ઘોર ધીંગાણું જામી પડ્યું. રૂપાળીબા મર-ણિયાં બન્યાં અને જેમ મા મહિષાસુરમર્દિની દૈત્યોનો નાશ કરવા રણમાં ઘૂમ્યાં હતાં તેમ ઘૂમવા લાગ્યાં. એક જ ઘાએ બે કટકા કરતાં રણચંડિકા જેવી રૂપાળીબાનો ઘા ખાલી જતો ન હતો. આ રણચંડિકાનું શૂર જોયું જતું ન હતું. તે ખપ્પરવાળી જોગણીની માફક દાંત કચકચાવતાં દુશ્મનોનો ઘાણ કાઢવા લાગ્યાં.

તેમને આમ લડતાં જોઈ ગામલોકોને પણ શૂર ચડયું. અને ભયંકર યુદ્ધ જામી પડયું. છેવટે આ રણચંડિકાના પ્રચંડ મારા આગળ દુશ્મનો ટકી શકયા નહિ અને જેઓ બચ્યા તેઓ ત્યાંથી જીવ લઈને નાઠા.

રૂપાળીબા આખાયે શરીરે ભયંકર રીતે ઘાયલ થઈ ગયાં હતાં તેમના શરીર પર ઘણા ઘાવ પડયા હતા. સ્થળે સ્થળેથી લાલ ચટક રક્ત ટપકતું હતું. લૂગડાંમાંથી પણ રક્ત ટપકતું હતું. તેમનું લોહી નીંગળતું આખુંયે શરીર ક્રોધથી થર થર કંપતું હતું. 'મારો ! કાપો !' અને 'જે અંબે !' શબ્દો સાવજની ડણકની માફક ભયંકર

સૂરથી ઉચ્ચારતો તેમનો પવિત્ર આત્મા યુદ્ધ બંધ થતાં જ આ લોક તજી પરલોક સંચરી ગયો. આમ તે રજપૂતાણીએ સાચે જ ગૌબ્રાહ્મણપ્રતિપાળનો પોતાનો ધર્મ બજાવી મરણને વધાવી લીધું.

ગામના સીમાડા ઉપર જ રૂપાળીબાએ વીરગતિ પ્રાપ્ત કરેલી હોવાથી ત્યાં જ એક પથ્થરની ખાંભી બનાવી મૂકવામાં આવી. આજે પણ તે વીરાંગના રજપૂતાણીની ખાંભી તેના ગૌબ્રાહ્મણપ્રતિપાળના બિરુદને યાદ આપતી ઊભી છે. ધન્ય છે આ વીરાંગનાને!



## લખ્યા લેખ

હર કહ્યા તે વિધિએ લખ્યા, છઠ્ઠી રેનરા અંક:
રજ ન ઘટે રે તલ ન વધે, રે' રે' જીવ નિઃશંક.

વિધાતાએ જે છઠ્ઠીના લેખ લખ્યા છે તે કોઈ મિથ્યા કરી શકતું નથી. તેમાંથી જરાયે ઘટતું નથી, તેમજ જરા પણ વધતું નથી માટે હે જીવ! તારે તે નિઃશંક એટલે શંકા વગર માની લેવું કે જે બનવાનું છે તે બનશે જ, એમાં કંઈ ફેરફાર થશે નહિ.

સૌરાષ્ટ્રના એક નાનકડા ગામડામાં કેટલીક છોકરીઓ ગામ બહાર પાદરમાં છાણાં વીણી રહી હતી. તેમાં એક તેજસ્વી ચહેરાવાળી તેમજ નમણી અને નાજુક દેહયષ્ટિ-વાળી છોકરી પણ હતી. તેવામાં ત્યાં ઊંટ પર બેસીને બે માણસો આવી પહોંચ્યા. તે છોકરીઓની પાસે થઈ ઊંટ પસાર થતું હતું, તે વખતે ઊંટવાળાના હાથમાંથી સોટી પડી ગઈ. આથી ઊંટ ઊભું રાખી પેલી છોકરીને સોટી આપવા કહ્યું. બીજી છોકરીઓ આ બિહામણા ચહેરાવાળા માણસોને જોઈ નાસી ગઈ પરંતુ આ બહાદુર છોકરીએ ડર્યા સિવાય સોટી લઈ પેલા માણસને આપવા હાથ ઊંચો કર્યો. જેવો તેણે હાથ ઊંચો કર્યો કે તુરત જ ઊંટ ઉપર બેઠેલા માણસે બાવડેથી પકડી તેને ઉપર ખેંચી લીધી. છોકરીએ છૂટવા માટે ઘણાં ઘણાં વલખાં માર્યાં, પણ નાસતા ઊંટ ઉપર મજબૂત પકડમાં પકડાયેલી તે બાળા છૂટી શકી નહિ. તેણે બૂમો પાડવા માંડી પરંતુ તે નરાધમોએ તેના મોઢામાં લૂગડાનો ડૂચો મારવા માંડ્યો ડૂચો મારવા જતાં તે બહાદુર બાળાએ એકવાર તો તે દુષ્ટની આંગળી કરડી ખાધી. પરંતુ એક નાજુક છોકરીનું જોર તે દુષ્ટ નરરાક્ષસો આગળ ક્યાં સુધી ચાલે? આખર તેને દૂર દૂરના જંગલમાં લઈ જઈ કોથળામાં પૂરી મોઢે ડૂચો મારી એક શહેરમાં લાવવામાં આવી અને ત્યાં લોહીનો વેપાર કરનાર એક ટોળકીને વેચી મારી. આ ટોળકીએ તેને ત્યાંથી ઉપાડી ગુજરાતમાં આવેલા પાલણપુર શહેરની એક વારાંગનાને ત્યાં વેચી મારી.



આ છોકરી એક ખાનદાન કુટુંબના રજપૂતની દીકરી હતી તેનું શરીર સુંદર, ઘાટીલું અને ચહેરો ખૂબ તેજસ્વી હતો. તેની આંખો તો મૃગ આંખો જેવી સુંદર અને વિશાળ હતી, આથી તેનું નામ મરઘાનેણી અથવા મરઘાબાઈ પડી ગયું અને તે જ નામથી સૌ કોઈ તેને ઓળખવા લાગ્યાં.

શરૂ શરૂમાં તો તેણે ખૂબ વિરોધ કરવા માંડ્યો. પરંતુ તેની શેઠાણી તરફથી તેને ખૂબ શાંતિથી સમજાવવામાં આવતી અને શેઠાણી ખૂબ પ્રેમ બતાવતી. વળી કોઈ કોઈ વાર તેના ચોકીદાર પઠાણો તરફથી તેને સારી પેઠે માર મારવામાં પણ આવતો. છતાં તે એકની બે ન થતી એક વાર તો તેણે આપઘાતની કોશીશ પણ કરેલી. આથી તેની શેઠાણીએ એક સાંઈબાવા પાસે કંઈક તાવીજ બનાવડાવી તેને બાંધ્યું. વળી શેઠાણીના ખૂબ પ્રેમ અને સમજાવટથી તે ધીમે ધીમે ગાયન–વાદન અને નૃત્ય તરફ વળવા લાગી. આખરે નૃત્ય અને ગાયન–વાદનમાં તે પ્રવીણ થઈ ગઈ. અને આખાયે પાલણપુર શહેરમાં તેનાં ખૂબ વખાણ થવા લાગ્યાં. તેનું નૃત્ય સર્વોત્કૃષ્ટ ગણાવા લાગ્યું

પાલણપુરની પડોશમાં આવેલ માઉન્ટ આબુનું સ્થાન ઘણું રમણીય છે. તે ઉનાળાનું વિશ્રાંતિ સ્થાન હોવાથી ઉનાળામાં ઘણાયે સહેલાણીઓ આ ગિરિનગરમાં આવી રહેતા. ગુજરાત અને રાજસ્થાનના રાજામહારાજાઓનાં સુંદર ઉદ્યાનો સાથેના ભવ્ય મહાલયો ત્યાં આવેલા છે. ગ્રીષ્મઋતુમાં તો આ સ્થાનમાં માનવમહેરામણ ઉભરાતો.

અનેક રાજવીઓ અને શ્રીમંતો ગ્રીષ્મઋતુની સખત ગરમીથી બચવા આ સ્થાનમાં આવી વસતા અને ત્યાં સંગીતના અનેક જલસાઓ જામતા.

આ જલસાઓમાં ઉત્તમોત્તમ નર્તકીઓને આમંત્રણ આપવામાં આવતાં એવા એક જલસામાં મરઘાનેણીને બોલાવવામાં આવી હતી. તે જલસામાં માઉન્ટ આબુ જતી હતી, ત્યારે રસ્તામાં એક મદ્રાસી જોષીનો ભેટો તેને થયો. જોષી આ છોકરીનું તેજસ્વી લલાટ અને સુંદર નેત્રો જોઈ આશ્ચર્ય પામ્યો. અને પાસે આવી કહેવા લાગ્યો: 'બાઈ! તું ખૂબ જ ભાગ્યશાળી છે.' આ સાંભળી મરઘા-નેણીને ખૂબ ઓછું આવ્યું અને આંખમાં ઝળઝળિયાં ઉભરાઈ આવ્યાં તે વિચારવા લાગી કે ક્યાં પોતાનું અહીંનું ઝેરમય નિંદ્ય જીવન અને ક્યાં આ મદ્રાસી જોષીનું ભાખેલું ભાગ્યશાળીપણું! પોતાના હૃદયમાં પથરાયેલા ઘોર અંધકાર વચ્ચે પણ તેને કોઈ ઉત્તમ કુળની કુલવધૂ તરીકે રહેવાની અને માતૃપદ પ્રાપ્ત કરવાની અગમ્ય ઇચ્છા હતી. પરંતુ આ જીવનમાં તે આશા આકાશકુસુમવત્ હતી. આ બધા વિચારે તેને ઓછું આવ્યું હતું.

જોષીએ તેને સાંત્વન આપી હાથ જોઈ કહ્યું કે, 'બહેન! આજે તું ગમે તે પરિસ્થિતિમાં હોઈશ, પરંતુ થોડા જ સમયમાં તું કોઈ રિયાસતના રાજાની રાણી થઈશ અને મહાપરાક્રમી પુત્રની માતા બનીશ. વળી તે પુત્ર ગમે તેવાં સંકટો આવશે તો પણ તે રિયાસતનો રાજવી બનશે. આ તારા ભાવિના 'લખ્યા લેખ' કોઈ



મિથ્યા કરી શકે તેમ નથી.'

આથી મરઘાબાઈ ઘડીભર વિચારમાં પડી. જોષીને દક્ષિણા આપી અને પોતાની પરિસ્થિતિ જણાવી જોષીએ 'પોતે જે ભવિષ્ય ભાખ્યું છે તે પ્રમાણે જ થશે લખ્યા લેખમાં કંઈ ફેરફાર થશે નહિ.' એમ કહી પોતાની વિદ્યા ઉપરનો દૃઢ વિશ્વાસ જાહેર કર્યો. મરઘાંબાઈને ત્યારથી પોતાના હૃદયમાં દબાયેલી કુળવાન ગૃહિણી બની માતૃપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા વધુ તીવ્ર થવા લાગી.

આખાયે પાલણપુર શહેરમાં આ મરઘાંબાઈ સર્વ-શ્રેષ્ઠ ગણાતી હતી. એટલું જ નહિ પણ સમગ્ર રાજસ્થાન-માં પણ તેનું અગ્ર સ્થાન ગણાતું હતું. નૃત્યકલાની તો જાણે તે સજીવ મૂર્તિ હતી અને રૂપમાં તો જાણે સફેદ સંગેમરમરમાંથી દેવોના શિલ્પકાર શ્રીવિશ્વકર્માએ પોતાના સ્વહસ્તે જ આખી જિંદગીભર મથીમથીને પ્રતિમા કંડારી હોય તેવી તે દીસતી હતી ઘણાયે શ્રીમંત નબીરાઓ તેના પગમાં પડતા હતા. પરંતુ આ નર્તકીને તેમની કંઈ જ પડી ન હતી. તેને તો કોઈ કુળવાન ઘરની કુળવધૂ બનવું હતું. અચાનક તેના ભાગ્યયોગે તેને યારી આપી.

તે વખતના પાલણપુરના નવાબ સાહેબ દીવાન ફિરોજખાન બીજાના જન્મદિવસનો દરબાર ભરાયો છે. અને પાલણપુરની આ સર્વશ્રેષ્ઠ નર્તકીને નૃત્ય-સંગીતના જલસા માટે બોલાવવામાં આવી છે. તેણે આ જલસા

માટે અનુરૂપ તૈયારી કરી હતી.

પાલણપુરના પ્રખ્યાત બહેરા વૈદ્ય પાસે ખાસ પ્રકારનું અભ્યંગ તેલ કરાવ્યું હતું અને તેનાથી તેણે પોતાની દાસીઓ પાસે તૈલમર્દન કરાવી સ્નાન કર્યું. તે જ વૈદ્ય પાસે તૈયાર કરાવેલ સુગંધીદાર ઉબટન તેણે પોતાના શરીર પર ચોળાવ્યું અને પછી અત્તર છંટાવેલ સુગંધીથી મઘમઘાટ થતાં વસ્ત્રો ધારણ કર્યાં. લીલા રંગની કંચૂકી ઉપર કેસરી રંગનું ઉત્તરીય તેણે ઓઢ્યું હતું. પગમાં સુંદર નૂપુર ધારણ કરી આ મદમસ્ત માનુની મદભર નયન નચાવતી જ્યારે નૃત્ય કરવા લાગી ત્યારે આખોયે દરબાર મંત્રમુગ્ધ બની ગયો હતો. તેનું ભુવનમોહન સૌંદર્ય અને અનોખી નૃત્યકલા નિહાળી નવાબ સાહેબ તેના પર આફ્રીન થઈ ગયા. તેની નૃત્યસાધના આજે સોળે કળાએ ખીલી ઊઠી હતી. જોનારાઓ તેના સૌંદર્યને અને તેની મોટી મોટી અણિયાળી મૃગનયન જેવી આંખડીના સૌંદર્યને તેમજ તેના ઉચ્ચ કોટિના અનુપમ નૃત્યાભિનયને જ જાણે તૃષાતુર નયને નિહાળી રહ્યા હતા.

આ બધું જોઈ નામદાર નવાબ સાહેબ ફિરોજખાનજી તો તેના પર મોહિત થઈ ગયા. નૃત્યનો જલસો પૂરો થયો પણ તેનું નૃત્ય એક જીવંત ચિત્ર માફક પ્રેક્ષકોની આંખોમાં અંકિત થઈ ગયું હતું.

નામદાર નવાબ સાહેબની આંખમાં તે વસી ગઈ.



તેમને ચેન ન પડ્યું. વારંવાર તેને મળવા લાગ્યા અને અનેકવાર તેનું નૃત્ય નિહાળ્યું. પછી છેવટે તેની ઇચ્છા અનુસાર પોતાના મહેલમાં લાવી બેસાડી. આમ તે રાજરાણી બની. તેને નવાબ સાહેબથી એક પુત્ર પણ થયો. તેનું નામ કરીમદાદખાન પાડવામાં આવ્યું હતું. ક્યાં પોતે ગામડા ગામની એક ગરીબ છોકરી અને તેમાંથી ભાગ્યવશાત લોહીનો વેપાર કરતી ટોળકીને હાથે સપડાવું. ત્યાંથી વળી વારાંગનાને ત્યાં વેચાવું અને ત્યાંથી આવા રાજાની રાણી બનવું ! આ બધા યોગાનુયોગ જોઈ ઈશ્વર ઉપર તેની અચળ શ્રદ્ધા બેઠી હતી વળી. પેલા જોષીના ભવિષ્યકથન અનુસાર પોતે રાણી બની હતી અને માતૃપદ પ્રાપ્ત કર્યું હતું એટલે એને જ્યોતિષશાસ્ત્ર પર ભારે શ્રદ્ધા બેઠી હતી.

એક વાર રાણી પોતે મહેલના ઝરૂખા ઉપર બેઠેલી હતી અને પાંચ સાત વર્ષનો બાળ રાજકુમાર કરીમદાદખાન ઝરૂખા નીચેના મેદાનમાં રમતો હતો ત્યારે દૂરથી એક દક્ષિણી પાઘડી પહેરેલા કોઈ જોષીને જતો તેણે જોયો. આથી મરઘાંબાઈએ તેને નોકર મારફત બોલાવરાવ્યો અને રાજકુમારનો હાથ તેને બતાવ્યો. રાજકુમારનો હાથ જોઈ તે જોષીએ કહ્યું કે, 'આ બાળકના ભાગ્યમાં રાજયોગ છે અને ભવિષ્યમાં તે ઘણી નામના કાઢશે. બાળક બહાદુર અને હોશિયાર પાકશે'

જોષીના આ શબ્દો સાંભળી મરઘાંબાઈને અગાઉ

મળેલા પેલા મદ્રાસી જોષીનાં વચન યાદ આવ્યાં. મનમાં ને મનમાં તે પેલા મદ્રાસી જોષીને વંદી રહી. જોષીને દક્ષિણા આપી વિદાય કર્યો.

*

સોનું ઘડે સોનાર, કંદોઈ ખાજાં કરે;
જમશે જમણહાર ભાગ્ય પ્રમાણે ભેરિયા.

હે ભાઈ ભેરિયા ! સોની સોનાના અનેક પ્રકારના દાગીના બનાવે છે પરંતુ જેના ભાગ્યમાં હોય છે તે જ તે ધારણ કરી શકે છે. તે પ્રમાણે કંદોઈ અનેક પ્રકારની મીઠાઈ બનાવે છે, પરંતુ ભાગ્યમાં હોય છે તે જ તે મીઠાઈ આરોગે છે આમ ભાગ્ય પ્રમાણે જ આ જગતમાં સર્વ કોઈને સર્વ કાંઈ પ્રાપ્ત થાય છે.

પાલણપુર રાજ્યના નવાબ દીવાન ફિરોજખાન બીજા અતિશય બીમાર છે. તે હવે થોડા વખતના મહેમાન છે. વૈદો અને હકીમોએ તેમની જીવવાની આશા છોડી દીધી છે. આજે તેમની મરણપથારી આગળ તેમના પાંચે દીકરાઓ ટોળેવળીને સૂનમૂન બેઠા છે. બાપુ ઉપર મરણના ઓછાયા ઊતરી ચૂક્યા છે. વાતાવરણ તદ્દન શાંત અને ગમગીનીભર્યું હતું. પાંચ પુત્રમાં સૌથી મોટો અને ચાલાક પુત્ર કરીમદાદખાન તે મરઘાબાઈ નામની નર્તકીની કુખે જન્મેલો પુત્ર હતો અને બીજી રાણીઓથી ફતેહખાન, ઉસ્માનખાન, હિંમતખાન અને બહાદુરખાન એમ ચાર



પુત્રો હતા. તેમાં સૌથી મોટા ફતેહખાનને એક જ આંખ હતી. બીજી આંખે તે તદ્દન ભાળતો ન હતો. તે બાપુના ઓશિકા તરફ એક થાંભલાને ટેકો દઈ બેઠો હતો. અને કરીમદાદખાન પલંગની પાંગથે બેઠો હતો. બીજા બધા ભાઈઓ દૂર બેઠા હતા. બધા જ ગમગીનીમાં શાંત બેઠા હતા. એવામાં બાપુએ આંખ ઉઘાડી અને બધા પુત્રો સામે છેલ્લી વખત એક નજર ફેરવી લઈ સદાને માટે મીંચી દીધી. તેમનો આત્મા આ ફાની દુનિયાને તજી દઈ ચાલતો થયો.

દફનની તૈયારીઓ શરૂ થઈ. બધા જ કુમારો દિલગીરીમાં ગરકાવ થઈ ગયા હતા. તેવામાં ખજાનચી ચાવીઓ લઈ આવી પહોંચ્યો. બેમાંથી કોને ગાદીવારસ ગણવો તે નક્કી થઈ ન શકવાથી બન્નેની વચ્ચે તેણે ચાવીઓ નાંખી. કારણ, નવાબ સાહેબે પોતાની હયાતિમાં કોઈને ગાદીવારસ ઠરાવ્યો ન હતો. આથી વચ્ચે પડેલી ચાવીઓ ફતેહખાને લાંબો હાથ કરી લઈ લીધી આ જોઈ કરીમદાદખાનને થયું કે આ તો રાજગાદી હાથમાંથી જાય છે તેણે સામે ઊભેલા પોતાના વિશ્વાસુ પઠાણ સામે જોયું તો તેણે કપાળે હાથ અડકાડી ઈશારત કરી જણાવ્યું: ‘તમારા નસીબમાંથી રાજગાદી જઈ રહી છે’ આથી

સંપત ગઈ તે સાંપડે, ગયાં વળે, છે વહાણ !
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ.

એમ વિચારી તેણે ત્યાંથી ઊભા થઈ ફતેહખાનની આંધ આંખ તરફથી આવી એટલા જોરથી તેના પેટમાં કટારી મારી કે કટારી તેનું પેટ ચીરી પાછળ આવેલા થાંભલામાં પેઠી. આમ તેને ઘાયલ કરી ચાવીઓ લઈ તે પલાયન થઈ ગયો. ફતેહખાન થોડા જ વખતમાં મરણ પામ્યો અને કરીમદાદખાન પાલણપુર રાજ્યના માલિક થયા. આમ તેમના નસીબમાં રાજયોગ લખ્યો હતો તે લખ્યા લેખ કોણ મિથ્યા કરી શકે! એક કવિ ખરું કહે છે :

સકલ પદારથ હૈ જગમાંહિ
કર્મ વીણ નર પાવત નાંહિ.



# ઝીંઝુવાડાનો કિલ્લો

બણી બણાઈ બન રહી, ઔર બણવેકી નાંહીં,
બુંદ પડન્તા જો લીખ્યા, સો મીટવેકા નાંહીં.

ભાગ્યમાં જે બનવાનું હોય છે તે જ બને છે, બીજું કાંઈ બનતું નથી માણસના જન્મ સાથે જ વિધાતાના લેખ લખાય છે તેને કોઈ મિથ્યા કરી શકતું નથી.

ઈશુની બારમી સદીની આ વાત છે. તે સમયે ભારતનાં રજવાડાંઓમાં એક કરતાં વધારે રાણીઓ પરણવાનો રિવાજ હતો. જેમ વધુ પત્નીઓ તેમ રાજાની વધુ મહત્તા મનાતી. આખાયે ભારતમાં જ્યાં આ રિવાજ પ્રચલિત હતો, ત્યારે ગૂર્જર દેશ એમાંથી શા સારુ બાકાત રહે?

એ વખતે મહાન ગૂર્જર રાષ્ટ્રની ગાદી ઉપર બાણાવળી ભીમદેવ સોલંકીની પ્રખ્યાત મહારાણી ચૌલાદેવીના પુત્ર ક્ષેમરાજે ગાદીએ ન બેસતાં સંન્યાસ લીધો હતો. આથી ગૂર્જર રાષ્ટ્રની રાજ્યલક્ષ્મી – મહારાજા ભીમદેવની બીજી રાણી ઉદયમતિના પુત્ર કર્ણદેવને ગાદી પ્રાપ્ત થતાં તે ગુજરાતનો મહારાજા બન્યો હતો.

મહારાજ કર્ણદેવ કોંકણના રાજા જયકેશીની પુત્રી મયણલ્લા ઉર્ફે મીનલદેવીને પરણ્યા હતા. શોકયોના કાવા દાવાથી પ્રથમ મહારાજ કર્ણદેવ અને મહારાણી મયણલ્લા વચ્ચે અણબનાવ જેવું થઈ ગયું હતું. પરંતુ મહાઅમાત્ય મુંજાલ મહેતા તેમજ રાજમાતા ઉદયમતિના અથાગ પ્રયત્નથી મહારાજ કર્ણદેવ મહારાણી મયણલ્લા તરફ આકર્ષાયા હતા.

મહા પુરુષ માખણ ગ્રહે, ગ્રહે છત હીણા છાશ;
નીચ બુદ્ધિ નરકે પડે, વડાને વૈંકુઠ વાસ.

શોકયોના અનેક પ્રયાસો થવાં છતાં મહારાણી મયણલ્લા ઉર્ફે મીનલદેવી તરફ મહારાજ કર્ણદેવનું આકર્ષણ વધી પડયું હતું, અને તેના ફળરૂપે પ્રભુએ મહારાણીને સારો દિવસ દેખાડયો હતો.

પાટણના રાજમહેલોની બીજી રાણીઓની દાસીઓની પાટણનગરીના પ્રખ્યાત ગોરજી મહારાજને ત્યાં આજે અવરજવર વધી પડી હતી. કારણ, મહારાણી મીનલદેવીને આજે ભગવાને સારો દિવસ દેખાડયો હતો. આજે પાટણના રાજમહાલયમાં મહારાણી મીનલદેવીના ખોળા ભરણાનો–સીમંત સંસ્કારનો ઉત્સવ ઉજવાયો હતો. આજે રાજમાતા ઉદયમતિદેવી અને પાટણનાં પ્રજાજનોના આનંદનો પાર ન હતો. પરંતુ આ જ કારણથી બીજી રાણીઓનાં પેટમાં તેલ રેડાયું હતું. તેમણે મંત્રતંત્રનો આશ્રય લઈ મહારાણી મીનલદેવીના ગર્ભને નુકસાન કરવાના પ્રયત્નો આદર્યા હતા.



તે વખતે પાટણના ગોરજી શ્રીપુંજ અમૃતવિજયજી આખાયે ગુજરાતમાં મહાન સમર્થ તાંત્રિક તરીકે પ્રખ્યાત હતા. તેમના માટે લોકોમાં તરેહ તરેહની વાતો થતી હતી. તેમનામાં ભયંકર કામણટૂમણ કરવાની શક્તિ હતી એમ લોકોમાં બોલાતું હતું. આથી મહારાણી મીનલદેવીની બધી જ સપત્નીઓ એકત્ર થઈ તેમના ગર્ભને કોઈ પણ હિસાબે નુકસાન કરવા પ્રવૃત્ત થઈ હતી અને તે માટે આકાશપાતાળ એક કરવા તૈયાર હતી. તેમણે ગોરજી મહારાજને ખાનગી રીતે તેમના આવાસમાં બોલાવ્યા, અને કોઈ પણ હિસાબે મહારાણી મીનલદેવીનો ગર્ભ પડી જાય તે સારુ મહારાજને તેઓએ આજીજી કરી.

શરૂઆતમાં તો ગોરજી મહારાજ તેવું કામ કરવા તૈયાર થયા નહિ. આથી તેમણે ખૂબ ખૂબ આજીજી કરી. જ્યારે રાણીઓએ તેમનો અતિશય કેડો લીધો ત્યારે ગોરજી મહારાજ એક બીજો ઉપાય કરવા તૈયાર થયા. તે ઉપાય એવો હતો કે અમુક જાતનો પ્રયોગ કરવામાં આવે તો જ્યાં સુધી તે પ્રયોગ નષ્ટ કરવામાં ન આવે ત્યાં સુધી ગમે તેટલો સમય થાય તો પણ બાળકનો પ્રસવ થાય નહિ.

આ પ્રયોગની વાતમાં બધી રાણીઓ સંમત થઈ ત્યારે ગોરજી મહારાજ આ પ્રયોગ કરવા તૈયાર થયા.

તેમણે એક માટીની નાની માટલી મંગાવી. તેમાં થોડુંક મંત્રેલું પાણી રેડયું. પછી એક દેડકાને પકડી મંગાવ્યો. તેને મંત્રીને પેલા મંત્રેલા પાણીવાળી માટલી-

માં નાખ્યો અને પછી પેલી માટલીનું મોં બરાબર બંધ કરાવી એક જગાએ દાટી દેવા કહ્યું. જ્યાં સુધી તે માટલીમાંથી પેલો દેડકો બહાર નીકળે નહિ, ત્યાં સુધી મહારાણી મીનલદેવીને પ્રસવ થાય નહિ, એવી એ મંત્રની શક્તિ હતી. રાણીઓને ગોરજી મહારાજના આ મંત્ર ઉપર વિશ્વાસ હતો એટલે પાણીની માટલીને જમીનમા દાટી દઈ તેના ઉપર પથ્થર મૂકવામાં આવ્યો બધુ ચોક્કસ કરાવ્યા બાદ રાણીઓને શાંતિ થઈ ત્યારે જ ગોરજી મહારાજ ત્યાંથી વિદાય થયા

હવે રાણીઓને ચોક્કસ ખાતરી થઈ હતી કે કોઈ સંજોગોમાં મહારાણી મીનલદેવીને પ્રસવ થશે નહિ અને જો તેને પ્રસવ ન થાય તો છેવટે તે ગર્ભની પીડાએ કરીને મરી જશે અને આમ નવી રાણીનું સાલ એની મેળે નીકળી જશે. પરંતુ માનવીનું ધાર્યું ક્યારે થાય છે? લોકકવિ કહે છે તેમ—

મનસૂબા માનવ તણા, એટલા બધા અઠીક;
ભાંચળિયો લખમણ ભણે, ઠાકર કરે ઈ ઠીક.

દિવસે દિવસે મહારાણી મીનલદેવીનો ગર્ભ વધવા લાગ્યો. આખાયે રાજ્યમાં આનંદ આનંદ થઈ રહ્યો હતો. રાજમહાલયમાં તો રાજમાતા ઉદયમતિનો આનંદ માતો પણ ન હતો. તે તો ક્યારે મહારાણીને પૂરા માસ થઈ જઈ પુત્ર અવતરે અને પોતે પૌત્રને રમાડે, તેવી આકાંક્ષા સેવી રહ્યાં હતાં. પાટણ અને સારાયે રાજ્યની પ્રજા પણ રાજ્યમાં ગાદીનો વારસ જન્મે એવી પળની



ઝંખના કરી રહી હતી. પરિચારિકાઓની સેવા અને રાજવૈદ્યની ખંતભરી સંભાળથી મહારાણીનું આરોગ્ય પણ ખૂબ સારું હતું. પરંતુ દશમો માસ પૂરો થયા છતાં પણ મહારાણીને પ્રસવ થવાનાં કોઈ ચિહ્ન વર્તાતાં નહોતાં. તેને લીધે હવે મહારાણીનું શરીરસ્વાસ્થ્ય પણ કથળવા લાગ્યું હતું. જેમ જેમ સમય જતો હતો, તેમ તેમ મહારાણીની પીડા વધતી ચાલી. આમ ને આમ અગિયાર માસ પણ પૂરા થયા છતાં પ્રસવ થયો નહિ. આથી પાટણનું મંત્રીમંડળ અને મહારાજા કર્ણદેવ ચિંતાગ્રસ્ત થયા હવે મહારાણીની પીડાનો પણ પાર ન હતો. રાજમાતા ઉદયમતિદેવીની તો ઊંઘ પણ ઊડી ગઈ હતી. આખાયે રાજમાં એક ઘેરી ચિંતા ફરી વળી હતી.

રાજમહાલયના એક ખાનગી આવાસમાં મંત્રીમંડળ એકઠું થયું. આ સંબંધમાં ખૂબ ચર્ચાવિચારણા કરવામાં આવી. રાજવૈદ્યનો પણ મત લેવામાં આવ્યો. છેવટે ગંભીર વિચારણાને અંતે બધાને ખાતરી થઈ કે કોઈએ ગર્ભ ઉપર તાંત્રિક વિદ્યા અજમાવી છે. ઘણા તાંત્રિકોને બોલાવ્યા પણ કંઈ જ વળી શક્યું નહિ. પાટણના ખ્યાતનામ ત્રિપુરુષપ્રાસાદ મંદિરના મહંતશ્રીએ મહારાણીને પાટણ છોડી બહારગામ મોકલવાની મંત્રીશ્વર મુંજાલ મહેતાને એક વખત સૂચના કરી અને જણાવ્યું કે બહારગામ કોઈક ને કોઈ જાણકાર મળી જાય તો મહારાણીનો જીવ કદાચ બચી જાય. મંત્રીશ્વરને આ વાત વાજબી

લાગી અને તેમણે મહારાજ કર્ણદેવને તથા રાજમાતાને એકાંતમાં મળી આ વાત સમજાવી. આથી તેઓ સંમત થયાં અને એક વહેલી સવારે ખાસ વિશ્વાસુ અનુચરો સાથે મહારાણી પાટણ છોડી સૌરાષ્ટ્ર જવા નીકળી પડયાં.

*

આદર કરે અપાર, ભોજનમાં ભાજી ભલી,
આણે મન એંકાર, કડવું ભોજન કિસનિયા.

સૌરાષ્ટ્રની ઉત્તર સરહદ પર જ્યાં હાલ ઝીંઝુવાડા ગામ છે ત્યાં તે વખતે ગામ ન હતું. ત્યાં જંગલ હતું. ત્યાં તે વખતે ઝીંઝા નામના ભરવાડનો એક નેસ હતો. ઝીંઝો ભરવાડ તે પ્રદેશનો એક સમર્થ આગેવાન હતો અને આખાય પ્રદેશમાં તેની પરોણાગત પંકાતી હતી. ત્યાં આગળ થઈને જનાર કોઈ પણ હોય પણ તે ઝીંઝા ભરવાડની મીઠી મહેમાનગતી માણ્યા સિવાય આગળ વધતો નહિ. એવા આ ઝીંઝા ભરવાડના રહેઠાણ પાસે થઈને મહારાણીનો રસાલો પસાર થતાં ઝીંઝા ભરવાડે પોતાની મહેમાનગતી માણવા રસાલાના કારભારીને ખૂબ આગ્રહ કર્યો. મહારાણીની સેવા કરવાનો પોતાને લાભ આપવા ખૂબ વિનંતી કરી. મહારાણી પોતાના આટલા બધા દુઃખમાં પણ આ ગરીબ ગ્રામ્યજનનો ભાવ જોઈ રાજી થયાં અને ત્યાં રોકાવાની સંમતિ આપી. ઝીંઝાને



તે દરમિયાન મહારાણીની આ સ્થિતિની ખબર પડી એટલે તો તેણે મહારાણીને બીજે કયાંય જવા ન દેતાં પોતાને ત્યાં જ રહેવાનો આગ્રહ કર્યો અને પોતાના સાંઢણીવાળા ભરવાડોને મંત્રતંત્રના જાણકારોને શોધી લાવવા ચારે તરફ રવાના કરી દીધા. પોતાના માટે આ ગ્રામ્યજનને આટલી બધી કાળજી લેતો જોઈ મહારાણીને તેના પર અપાર હેત આવ્યું અને તેને પોતાના 'ધર્મભાઈ' કહ્યો.

ઝીંઝા ભરવાડના નેસમાં મુકામ દરમિયાન એકવાર એક જાણકાર સાધુ મહારાજને લઈ ઝીંઝો ભરવાડ મહારાણી પાસે આવ્યો. સાધુ મહારાજે મહારાણીને બરાબર તપાસી લઈ માથું હલાવતાં જણાવ્યું કે 'ભાઈ! આ બાઈના ગર્ભ ઉપર કોઈ સમર્થ માણસે તાંત્રિક પ્રયોગ કરેલો છે આથી તે પ્રયોગ કરનાર સિવાય બીજા કોઈથી આ પ્રયોગ નિષ્ફળ થઈ શકે તેમ નથી. પરંતુ તેના માટે એક ઉપાય છે. જો તે તમે અજમાવો અને તે સફળ થાય તો મહારાણીને સુખેથી પ્રસવ થાય.'

પછી પેલા સાધુએ બતાવેલી યુક્તિ અનુસાર એક શુભ દિવસે ઝીંઝા ભરવાડ તરફથી એક ઝડપી સાંઢણી ઉપર માણસ મોકલી મહારાણીને કુંવર જન્મ્યાના સમાચાર પાટણ મોકલવામાં આવ્યા. સમાચાર મળતાં જ રાજમહાલયમાં આનંદ આનંદ થઈ રહ્યો. આખાયે શહેરમાં હાથી ઉપર સાકરો વહેંચાવા માંડી.

કુંવર જન્મ્યાના સમાચાર જ્યારે પેલી રાણીઓના જાણવામાં આવ્યા ત્યારે તેમના પેટમાં તેલ રેડાયું. તેમણે તો તુરત જ પેલા ગોરજી મહારાજને બોલાવ્યા અને સખત ઠપકો દીધો. ગોરજી મહારાજને તો પોતાની વિદ્યા ઉપર પૂરેપૂરી શ્રદ્ધા હતી. તેથી તેમણે આ વાત ખરી માની નહિ. પરંતુ રાણીઓના સખત ઠપકાને લીધે અને રજ્યમાં સાકરો વહેંચાવાનો પ્રસંગ સાંભળી તેમણે પથ્થર નીચેથી પેલી મટકી કઢાવી. જોયું તો તે બરાબર બંધ કરેલી હતી. પછી જ્યારે એનું ઢાંકણું ઉઘાડ્યું એટલે તેમાંથી પેલો અગાઉ પુરાયેલો દેડકો ફૂદકો મારીને બહાર નીકળી ગયો.

આ જોઈ ગોરજી મહારાજ કહેવા લાગ્યા: 'હાલ આ દેડકો નીકળ્યો તે વખતે જ મહારાણી મીનલદેવીને પ્રસવ થયો હોવો જોઈએ. તે પહેલાં પ્રસવ થયાની વાત ખોટી છે. જો તપાસ કરાવવી હોય તો કરાવો.'

ગોરજીની આ વાત સાંભળી એક વિશ્વાસુ અનુચરને ઝડપી સાંઢણી ઉપર ઝીંઝા ભરવાડના નેસ તરફ મોકલવામાં આવ્યો. ત્યાં જઈ તેણે તપાસ કરી તો ગોરજી મહારાજની વાત ખરી નીકળી. પછી તો પેલી રાણીઓએ બીજા કોઈ ઉપાય માટે ગોરજી મહારાજને ઘણુંયે કહ્યું, પરંતુ ગોરજીએ માન્યું નહિ.

ઝીંઝા ભરવાડના નેસમાં જન્મ પામનાર તે બાળક જયસિંહદેવ આગળ જતાં ગુજરાતનો સમર્થ મહારાજા સિદ્ધરાજ જયસિંહદેવ તરીકે પ્રખ્યાત થયો. તેણે ગાદીએ બેઠા પછી પોતાના જન્મસ્થાનની જગાએ એક નગર વસાવ્યું, તેનું નામ ઝીંઝા ભરવાડના નામ ઉપરથી ઝીંઝુવાડા પાડ્યું અને તે નગરની આજુબાજુ એક મજબૂત કિલ્લો બાંધી તે સ્થળે સૌરાષ્ટ્રના તે વિભાગનું એક લશ્કરી મથક બનાવ્યું. આમ ઝીંઝુવાડા તે વખતે ગૂર્જરેશ્વર મહારાજા જયસિંહદેવના જન્મસ્થાન નિમિત્તે લશ્કરી મથક બની પ્રખ્યાત થયું. સોલંકી યુગના કિલ્લાઓનાં બાંધકામોમાં આ કિલ્લો ખૂબ મજબૂત અને જોવાલાયક છે.







# ગુરુ કંથરનાથ

કોમલ ચિત્ત અરુ જ્ઞાનમય, કરત સદા ઉપકાર;
ઊન સંતન કે પદકમલ, વંદન વારંવાર.

જેનાં ચિત્ત સુકોમળ છે અને જે જ્ઞાની હોઈ સદાયે પરોપકાર કર્યા કરે છે, એવા સંત પુરુષનાં ચરણકમળને વારંવાર પ્રણામ છે.

સોલંકીઓના ઝાડપાન વગરના પાટણ પ્રદેશમાં એક વણઝારો પોતાના માલ લાદેલા પોઠિયા લઈ સોલંકી

રાજાઓની રાજધાની અણુહીલપુર પાટણ તરફ જતો હતો. આઘે આઘે આભ સાથે ધરતી ભેટતી હતી. નાખી નજર પહોંચે ત્યાં સુધીનો આખોયે પ્રદેશ સૂકો અને વસતી વગરનો માલૂમ પડતો હતો ચારે બાજુ આકાશમાંથી જાણે અગ્નિનો વરસાદ વરસતો હોય એમ લાગતું હતું. સૂરજ મહારાજ પોતાના અંગારભર્યાં નેત્રો દ્વારા ક્રોધ ઠાલવતા હોય તેમ સૂર્યકિરણો માનવી અને પશુઓને ત્રાસ આપતાં હતાં.

આમ પાણી અને વિસામો શોધતો આ સાર્થવાહ અણહીલપુર પાટણ તરફ ઝડપભેર કૂચ કરતો આગળ ધપી રહ્યો હતો. ખંભાત બંદરેથી ભરેલો માલ એ અણહીલપુર પાટણ લઈ જતો હતો.

થોડેક દૂર જતાં જ નાનકડું ગામડું હોય તેમ લાગ્યું. માણસોને પૂછતાં ત્યાં એક પાણીથી ભરેલ સુંદર તળાવ હોવાની માહિતી મળી. આ સાંભળી સાર્થવાહ ખુશ થયો. અને તળાવ તરફ જવાના રસ્તે આગળ ચાલ્યો. ત્યાં માર્ગમાં એક ભવ્ય જટાધારી બાવાજીને બેઠેલા જોયા. એ બાવાજીને પગે લાગ્યો બાવાજીએ એને કુશળ સમાચાર પૂછ્યા અને સ્વાભાવિક પૂછ્યું : 'પોઠોમાં શું માલ ભરેલો છે?'

લોભી વણઝારાને થયું કે જો સાચું બોલીશ તો મહારાજ કંઈક માગશે ને મારે આપવું પડશે માટે જૂઠું જ બોલવા દે. આમ વિચારી તેણે કહ્યું : 'બાપજી!

પોઠોમાં તો મીઠું લાદેલું છે. બધીય પોઠો મીઠાથી ભરેલી છે.'

મહારાજે કહ્યું: 'અચ્છા બચ્ચા!'

આ લોભી વણઝારો માલનાં સારાં એવાં નાણાં ઉપજાવી ખૂબ નફો કરવાની ધારણા રાખતો હતો. આથી જ તે મહારાજશ્રી આગળ જૂઠું બોલ્યો અને માલ લઈ પાટણ પહોંચ્યો.

પાટણ નગરીમાં પહોંચી પોતાના માલનો નમૂનો કાઢતાં જ એને માલૂમ પડયું કે પોઠોની અંદરનો બધો માલ તો મીઠાના રૂપમાં બદલાઈ ગયો છે. એણે બીજી બધી જ પોઠો તપાસી જોઈ. તપાસતાં તમામ પોઠોમાં મીઠું ભરેલું જણાયું. આ ચમત્કાર જોઈ તુરત તેને પેલા બાવાજી યાદ આવ્યા એકદમ મારતે ઘોડે બાવાજીના સ્થાનકે તે આવી પહોંચ્યો. બાવાજી સમક્ષ રડતાં રડતાં અને ખૂબ આક્રંદ કરતાં પોતાનો ગુનો માફ કરવા વિનંતી કરી બાવાજીનું સુકોમળ હૃદય તેનુ કલ્પાંત જોઈ પીગળી ગયું અને સાંત્વન આપી તેનો માલ હતો તેવો થઈ જશે એવો આશીર્વાદ આપ્યો.

સાર્થવાહે અણહીલપુર જઈ પોતાનો માલ તપાસ્યો. માલ અસલ સ્વરૂપમાં બદલાઈ ગયો હતો. આથી તે ખૂબ રાજી રાજી થઈ ગયો.

બાવાજીના ચમત્કારની વાત સારાયે પાટણ શહેરમાં ચોરેચૌટે અને વાટેઘાટે ચર્ચાવા લાગી.

આ બાવાજીનું નામ હતું કંથરનાથજી. મહેસાણા પાટણ રેલવે લાઈન ઉપર હાલ જે મણુંદ નામનું સ્ટેશન આવેલું છે, ત્યાંથી ત્રણ માઈલ પૂર્વે આવેલા કંથરાવી ગામમાં તેમનું સ્થાનક હતું. તે બાવાજીના નામ પરથી જ ગામનું નામ કંથરાવી પડેલું છે. એ બાવાજીએ જ આ ગામની સ્થાપના કરેલી. બાવાજી પોતે એક કંથા (ગોદડી) રાખતા. આથી લોકો તેમને કંથારીનાથ ગુરુ તરીકે પણ ઓળખતા હતા.

બાવાજી કંથરનાથ એક સિદ્ધ પુરુષ હતા. તે પ્રથમ કુંવારકા સરસ્વતી નદીના તીરપ્રદેશમાં રહેતા હતા. પરંતુ તે પ્રદેશ છોડી એકાંત સુંદર જગા ઢૂંઢતા ઢૂંઢતા દક્ષિણ તરફ નીકળી પડ્યા. અને હાલ જ્યાં કંથરાવી ગામ છે ત્યાં બંને બાજુ વ્હો(વહેળાઓ)ની વચ્ચેના આ પ્રદેશમાં આવી પહોચ્યા. અહીં ખાસ કંઈ વસતિ હતી નહિ. કંથેરા, બોરડી, એંગોરા અને ખીજડા જેવાં જંગલી વૃક્ષોથી આખોયે પ્રદેશ છવાઈ ગયો હતો. તેમાં આ વ્હેળાઓની વચ્ચેના પ્રદેશમાં લીમડા, રાયણ અને જાંબુડા તેમજ ખીજડાની સારી એવી ઝાડી હતી જગા રમણીય હતી. રાયણ-જાંબુનાં વૃક્ષો ઉપર નાનાં પ્રકારનાં પક્ષી-વૃંદો પોતાના મધુર સ્વરથી જાણે યોગીરાજને ભાવભીનો આવકાર આપતાં હોય તેમ જણાતું હતું સુંદર મયૂર પક્ષીઓ નૃત્ય કરી રહ્યાં હતાં. આ બધું દ્રશ્ય અને મનુષ્યની વસતિ સિવાયનો એ પ્રદેશ જોઈ યોગી મહારાજનું મન અત્રે રહેવા લલચાયું. ને મહા-

રાજશ્રી કુદરતને ખોળે બેસી ગયા.

મહારાજ નાથ સંપ્રદાયના કાનફટ્ટા બાવાજી હતા. તેમણે અહીં એક ટેકરીવાળી જગા પસંદ કરી. ત્યાં પોતાનો છત્તો સ્થાપ્યો ધૂણી ચેતાવીને બેસી ગયા. તેની સામે જ થોડે દૂર તળાવડીના કિનારા ઉપર એક કૂવો ખોદાવ્યો એક વડલાનું ડાળું રોપ્યું. એમાંથી વડલાના જટાઓ વિસ્તાર પામી એક મોટો ઘેઘૂર વડલો બન્યો. આવતા જતા વટેમાર્ગુ લોકો પાણી પીતાં અને થોડોક વખત વિશ્રાંતિ લઈ ચાલ્યાં જતાં.

બાવાજી ક્યાંય કોઈની પાસે ભિક્ષા માગવા જતા જણાતા ન હતા. આખોયે દિવસ પોતાની ધૂણીની સામે પદ્માસન લગાવી અલખના ધ્યાનમાં બેસી રહેતા. તેમની પાસે આવનાર માનવીને બાવાજી રોટલા ખવરાવીને જ જવા દેતા. રોજ બાજરાના બે ટિક્કડ બનાવતા અને તેમાંથી જ પોતાને ત્યાં આવેલા ગમે તેટલા અતિથિઓને તેઓ જમાડતા છતાં રોટલા ખૂટતા નહિ એમ કહેવાતું. બાવાજી એકાંત જગા જોઈને અહીં આવેલા અને અહીંની ભૂમિમાં તેમને એવું તો ગોઠી ગયું કે પેલી તલાવડી ખોદાવીને તેને જરા વિશાળ સ્વરૂપ આપ્યું. તેનું નામ પણ 'ગોઠમ તળાવ' પાડ્યું.

આસપાસની ગરીબ આદિવાસી વસતિમાં કોઈ બીમાર પડતું તો બાવાજી પાસે લાવતા. તે ઊજણી નાખતા એટલે બીમારી ચાલી જતી. કોઈ કોઈ ધાર્મિક તહેવાર

પ્રસંગે બાવાજીની જગા પર આસપાસની ધર્મપ્રેમી જનતા આવી ભજનધૂન કરતી અને એ રીતે ધાર્મિક વાતાવરણ ફેલાતું જતું હતું. બાવાજીએ ઠેર ઠેર લીમડા, વડ અને પીપળાનાં વૃક્ષો ઉગાડી જગાને નંદનવનશી બનાવી દીધી હતી. તેમના ચમત્કારની વાતો સાંભળી દૂર દૂર શ્રદ્ધાવાન માનવીઓ આવતાં હતાં અને જગાની આસપાસમાં વસવા લાગ્યાં હતાં.

એક પાટીદાર ખેડૂતનો એકનો એક નાનકડો પુત્ર અચાનક મરણ પામતાં એને બાવાજી પાસે લાવેલા. તેની માતાના કરુણ કલ્પાંતથી બાવાજીનું દયાળુ હૃદય ખૂબ આર્દ્ર બન્યું છોકરા ઉપર હાથ ફેરવી એમણે કહ્યું: 'છોકરો બેભાન બની ગયો છે. જીવ ઊંડો ઊતરી ગયો છે. ધીરે ધીરે સુસ્તી (ભાન) આવશે' અને એ રીતે તેના પર કરુણા નીતરતા અમૃતમય વહાલસોયા હાથ ફરતાં જ છોકરામાં જીવ આવ્યો હતો. આથી પટેલ લોકોની વસતી નજદિકના ગામેથી આ પ્રદેશમાં રહેવા આવવા લાગી હતી.

આસપાસની ખેડૂત જનતાનાં ઢોરોમાં કોઈ રોગ-ચાળો ચાલે તો તરત દોડતા ત્યાં આવી જતા ગુરુ મહારાજની કૃપાથી તે બંધ થઈ જતો એમ કહેવાતું. કોઈ પણ માનવી માંદગીમાં સપડાતો ત્યારે તરત ગુરુ મહારાજની ધૂણીની ભભૂતિનો ચાંલ્લો કરવામાં આવતા

એટલે વળતાં પાણી થતાં. બદલામાં લોકો ગુરુ મહારાજની જગામાં ફૂલ, ઝાડ વગેરેને પાણી પાતા. કેટલાંયે દીનદુખિયાં ગુરુ મહારાજની જગામાં આવી પડતાં અને ગુરુ મહારાજ પોતાની જાતે તેમનીસેવાચાકરી કરી અનેક રોગોમાંથી તેમને બચાવી લેતા. આમ આ ગામે વસતિ વધી અને મહારાજની પાસે લોકો પુષ્કળ આવતાજતા થવાથી તેમને અકળામણ થવા લાગી. જેમ જેમ માણસો વધવા લાગ્યા તેમ તેમ અકળામણ વધવા લાગી. તેમના ધ્યાનમાં ભંગ પડવા લાગ્યો. આથી ત્યાંથી ઉત્તર પૂર્વ દિશામાં એકાદ માઈલ દૂર હાલ જયાં 'નવાપુરા' નામનું ગામ છે ત્યાં ગુરુમહારાજે વસવાનું નક્કી કર્યું. ત્યાં પણ પાણીનો ત્રાસ હતો, એટલે તે જગાએ એક તળાવ ખોદાવવું શરૂ કર્યું. તળાવ મહારાજ ખોદાવતા હતા, તેવામાં જ પેલો સાર્થવાહ(વણઝારા)વાળો પ્રસંગ બન્યો. આ ચમત્કારની વાતો આખાયે પાટણમાં અને આસપાસના પ્રદેશમાં ફેલાઈ ગઈ. બાવાજી આટલા બધા ચમત્કારિક છે, એવી વાત પાટણના મહાન મહારાજા જયસિંહદેવ સોલંકીને કાને આવી. આ સાંભળી પોતાને સંતાન ન હોવાથી આ ગુરુ મહારાજ પોતાનું વાંઝિયામેણું ભાંગશે એમ વિચારી મહારાજશ્રીની મુલાકાત લેવાનું એમણે નક્કી કર્યું.

નવાપુરાના તળાવનું કામ ચાલતું હતું અને ગુરુમહારાજ કંથરનાથજીને લાગ્યું કે મહારાજ ગૂર્જરેશ્વર

જયસિંહદેવ સોલંકી પોતાને ત્યાં પુત્ર થાય એ ઇચ્છાથી અહીં આવે છે. વણઝારાને બતાવેલા ચમત્કારથી રાજાને અહીં આવવાની ઇચ્છા થઈ છે. અને રાજાને પુત્રસુખ નથી, તે માટે જ તે અહીં આવે છે એમ જાણ્યું. આવી રીતે જો ચમત્કાર માટે લોકો અહીં દોડતા આવશે તો પોતાને ખૂબ પરેશાન થવું પડશે. પોતાનું અવતારકૃત્ય પૂરું થયું માની, નવાપુરાના તળાવ પાસે જ 'જીવતાં સમાધિ લેવાનું મહારાજે નક્કી કર્યું.

ઓડ લોકો પાસે મોટો ખાડો ખોદાવ્યો. પછી તેમાં બેસી, દરેક મજૂરને એક એક પાવડો માટી પોતાની ઉપર નાખવાનું ફરમાવ્યું. તેમની પાસેની કંથા(ગોદડી) તેમણે ઓડ લોકોના આગેવાનને આપી અને કહ્યું કે, આ કંથા ખંખેરવામાં આવશે એટલે તેમાંથી તમારી મજૂરીના પૈસા મળશે. માટે આ તળાવ ખોદવાનું કામ ચાલુ રાખશો અને લોભ કરશો નહિ. એમ કહી પોતે ખાડામાં પદ્માસન વાળી સમાધિ લગાવી બેસી ગયા. મજૂરોએ તેમના કહેવા મુજબ માટી નાખી.

કહેવાય છે કે મહારાજા જયસિંહદેવ સોલંકી ત્યાં આવીને પાછા ગયેલા; પરંતુ તેમના મૂળ સ્થાનકમાં સમાધિ લીધા પછી પણ મહારાજે તેમને દર્શન આપ્યાં હતાં. આથી ત્યાં તેમનાં પગલાં બેસાડવામાં આવેલ છે અને નવાપુરામાં તેમની સમાધિ છે.

આજે ત્યાં ખેડૂત પટેલોની મોટામાં મોટી વસતી

છે. અને આખું’યે ગામ ‘ ગુરુ કંથરનાથ ’ને ખૂબ મા
છે. આજે પણ ગામમાં બળિયાનો વાવર હોય કે ઢોરો
કાંઈ રોગચાળો થયો હોય છે તો તુરત ‘ ગુરુની બાધા
રાખવામાં આવે છે. અને આશ્ચર્યની વાત તો એ છે
‘ ગુરુ કંથરનાથ ’ ગમે તે કોઈને સ્વપ્નમાં દેખા દે
અથવા તેમના સ્થાનકની આસપાસ તેમનાં પગલાં જણા
છે અને રોગ એકદમ કાબૂમાં આવી જાય છે. કોઈ પ
માનવી કંઈ પણ રોગમાં સપડાય છે તો પણ ‘ ગુરુ
ઉપરની આસ્થાથી તેમની બાધા માને છે. ગામલો
તરફથી કંથરાવી ગામ વચ્ચે તે ટેકરી ઉપર તેમ
પગલાં ઉપર એક સુંદર દહેરી બંધાવવામાં આવી છે
અને ત્યાં કાયમ ઘીનો અખંડ દીવો બાળવામાં આવે

# ઝીલિયાના મહાદેવ

‘ વામ ઉમા અમલા જટા, ઉર કર ઉરગ અનૂપ;
શીશ શશી ચરચી ભસમ, જય જય શંકર રૂપ.’

ડાબી બાજુએ પાર્વતીજી, જટામાં અમલા એવાં ગંગાજી, હાથ અને છાતી ઉપર ઉરગ–સાપ, મસ્તક–માથા ઉપર ચંદ્ર અને શરીરે ભસ્મ ધારણ કરનારા ભગવાન શંકર ! તમારો જય થાઓ.

ઝીલેશ્વર મહાદેવના વયોવૃદ્ધ પૂજારીએ ભગવાન શંકરની આરતી ઉતારી મને આશકા આપી. અને પછી મારી પાસે આવતાં મને નવીન આગંતુક જાણી પૂછ્યું :

‘ ક્યાંથી આવો છો ? ’

‘ આવ્યો છું તો મહેસાણાથી, પણ કાર્યવશાત જોટાના પીંપળ ગામે આવેલો અને ત્યાંથી અહીં આવ્યો છું.’

‘ ઘણું સારું કર્યું. આશ્રમમાં આવ્યા હશો ? ’

‘ હાજી ત્યાંથી ભગવાન શંકરના આ પ્રાચીન સ્થાનનાં દર્શનાર્થે આવ્યો. ભગવાન આશુતોષ સદાશિવનું આ

પ્રાચીન સ્થાન જોવાના કુતૂહલથી જ આજે તો આવ્યો છું. આપ તો વૃદ્ધવયના છો એટલે આ સ્થાનના ઇતિહાસ. થી વાકેફ હશો એમ ધારી તે સાંભળવાની ઇચ્છાથી આપની પાસે આવ્યો છું.'

'ભાઈ! તમારી ઇચ્છા પ્રશંસનીય છે. આવાં પ્રાચીન સ્થાનોના ઇતિહાસ જાણવાની ઇચ્છાથી આપના જેવા બહુ થોડા જ માણસો આવતા હોય છે; એટલે આપના જેવા દર્શનાર્થીઓના આવવાથી અમને પણ ઘણો આનંદ થાય છે જુઓ, ભાઈ, હવે આ સ્થાનના ઇતિહાસની વાત શરૂ કરીએ અહીંથી છ–સાત માઈલ દૂર ધિણોજ નામનું ગામ છે. તે ખૂબ પ્રાચીન ગામ છે. ત્યાં શ્રી રામાનુજ સંપ્રદાય. ના શ્રીવૈષ્ણવ લોકોની સારી એવી વસતી છે. તેમાં બ્રાહ્મણો, ઘાંચીઓ વગેરે ખાસ છે. તેમાં એક શ્રીવૈષ્ણવ ઘાંચી વેપારી હતો. તે પોતે ખૂબ ધર્મિષ્ઠ અને સાધુ-સંતોની સેવા કરનારો હતો. પરંતુ ભગવાને તેને ત્યાં સંતાન આપ્યું ન હતું. બન્ને ધણી–ધણિયાણી પ્રભુપ્રેમી હોઈ શ્રી લક્ષ્મી-નારાયણ ભગવાનની ભક્તિ કરતાં અને ત્યાં આવતા સાધુ-સંતોની સેવા કરતાં. એવામાં એક સંત પધાર્યા. તેમણે આ શ્રીવૈષ્ણવ દંપતીને રામાયણમાંથી મહારાજા દિલીપનો દાખલો આપી એક ગાય માતાની સેવા કરવાનું વ્રત કરવા કહ્યું.

સંત મહાત્માના કહ્યા પ્રમાણે એક ગાય લાવી આ દંપતીએ પૂર્ણ પ્રેમ અને શ્રદ્ધાથી તેની સેવા કરવા માંડી. ગાય માતા આ દંપતીની સેવાથી ખૂબ પ્રસન્ન



થયાં અને તેમની કૃપાથી આ દંપતીને ત્યાં પુત્રરત્નનો જન્મ થયો. ગાય માતાની સેવાથી જ પોતાને ત્યાં વંશ-વેલો ચાલુ રહ્યો હતો એટલે ગાય માતા ઉપર તેમનો પ્રેમ વૃદ્ધિ પામ્યો. પરંતુ એક વાર એક અચરજભરી બીના બની. ગાયને તે ગામનો એક રબારી ચારવા લઈ જતો હતો ગાય ચરીને ઘેર આવી અને તેને દોહવા જતાં તેના આંચળમાં જરા પણ દૂધ આવ્યું નહિ. વેપા-રીએ રબારીને બોલાવી ઠપકો આપ્યો અને કહ્યું: 'ભાઈ ગોકળી! તું જાણે તો છે જ કે આ ગાય માતાના દૂધ વગર અમે બીજું દૂધ વાપરતાં નથી. આ દૂધ અમે વેચતાં પણ નથી. તો અમારી ગાય દોહી લેવાનું શું પ્રયોજન ?'

આ સાંભળી ગાય ચારનાર રબારી અવાક્ બની ગયો. તેણે ગાય માતાના આંચળનું બરાબર નિરીક્ષણ કર્યું તો અડાણમાં દૂધ ન હોવાની ખાતરી થઈ. આ જોઈ તે પોતે આશ્ચર્ય પામ્યો અને બોલ્યો : 'મેં તમારી આ ગાય દોહી નથી. તેમ સવારથી સાંજ સુધી હું તેની સાથે જ છું એટલે બીજા કોઈએ પણ ગાયને દોહી નથી જ તેની હું ખાતરી આપું છું. છતાં અડાણમાં દૂધ નથી એ પણ એટલું જ સત્ય છે. એટલે આ બાબતમાં મને પણ કંઈ સમજાતું નથી.'

પછી રબારી પણ આ હકીકત ઉપર વિચાર કરતો કરતો ઘેર ગયો. આખાયે ગામમાં ગાય અદૃશ્ય રીતે દોહવાઈ ગયાની ચર્ચા ચાલી. સૌના આશ્ચર્યમાં વધારો

થયો ત્રીજે દિવસે પણ તેવું જ બન્યું. પરંતુ આજે તો રબારીએ બરાબર ધ્યાન રાખ્યું હતું. ખારી નદીના કિનારા ઉપર હાલ જ્યાં આપણે બેઠા છીએ એ જગા ઉપર જેનાં દાતણ કરવાથી દાંત ખૂબ મજબૂત બને છે, તે ઝીલણા નામની વનસ્પતિનું મોટું ભોથું હતું, એટલે કે ઝીલણાનાં બાંટવાં (નાના છોડવા) સમૂહમાં પુષ્કળ ઉગેલા હતા. તે ઝીલણાના ભોથામાં આ ગાય જઈને પોતાના પાછલા પગ પહોળા કરી ઝરી જતી રબારીએ જોઈ. આ જોઈ રબારી નવાઈ પામી ગયેલો ને ફાટી આંખે માત્ર જોઈ રહેલો તેને તે ઝીલણાના થૂમડામાં કઈ દેખાયેલું નહિ, પણ તેની અંદર જ કંઈ ચમત્કાર હોવાનું તેને લાગેલું ઘેર આવી તેણે બનેલો આ બનાવ માલિકને સવિસ્તર કહી સંભળાવ્યો.

આ સાંભળી તે ઘાંચી અને તેના બીજા પડોશીઓને પણ કુતૂહલ થયું. બીજે દિવસે તેમાંના બે-ચાર માણસો પેલા રબારી સાથે ગાય ચારવા ગયા અને અગાઉની માફક ગાય જ્યાં બધાંની નજર ચુકાવી સાંજના ચારેક વાગ્યાના સમયે પેલા ઝીલણાના થૂમડામાં પેઠી એટલે આ માણસો ત્યાં પહોંચી ગયા અને ગાય ભડકીને નાસી ન જાય એની તકેદારી રાખી થોડે છેટે ઊભા રહી ગાયનું દૂધ ઝરી જતું જોઈ રહ્યા. આ પરિસ્થિતિ જોઈ તેમને પણ ખાતરી થઈ કે જરૂર આ જગાએ કંઈક હોવું જોઈએ. પછી તો તે ઝીલણાના ઝૂંડમાં બધાએ ઘણી તપાસ કરી પણ કં



જણાયું નહિ એક માણસે પોતાની બરછી ઝીલણાના ઝૂંડના થડમાં મારવાથી દૂધની સેર ફૂટી. પરંતુ આ દૂધ ઝરી ગયેલું દૂધ હશે એમ માની બીજી તરફ, ડાબી બાજુએ બરછીનો ફરી ઘા કર્યો લોકોના આશ્ચર્ય વચ્ચે ત્યાંથી લોહી નીકળ્યું આ ચમત્કાર જોઈ લોકો સ્તબ્ધ થઈ ગયા. બાજુના ચવેલી ગામમાંથી બ્રાહ્મણોને બોલાવ્યા અને બધાએ મળી ત્યાં ખોદાવ્યું તો ભગવાન શંકરનું સુંદર લિંગ ત્યાં પ્રકટ થયું. આ ઝીલણાના ઝૂંડમાથી ભગવાન શંકર પ્રકટ થયા માટે ઝીલિયા કે ઝીલેશ્વર મહાદેવ નામ પડ્યું.

તે વખતે પાટણમાં ગાયકવાડ સરકારનો અમલ હતો અને ઉત્તર ગુજરાતના આ ગાયકવાડી પ્રદેશનો વહીવટ કરવા માટે ગાયકવાડી સૂબો પાટણમાં રહેતો. આ સૂબાની જગા ઉપર બાબા રઘુનાથ નામનો એક દક્ષિણી બ્રાહ્મણ હતો. તે શંકરનો પ્રખર ભક્ત હતો તેને સ્વપ્નું આવ્યું. આથી તે ભગવાન ઝીલેશ્વર મહાદેવનાં દર્શને દોડી આવ્યો. તેને પણ કંઈક ચમત્કાર જણાયો. તેણે ખારી નદીના કિનારા ઉપર શિવાલય બંધાવી તેની પ્રતિષ્ઠા કરાવી. અને પછી આ મહાદેવની જગ્યા પાસે જે ગામ વસ્યું તે પણ આ ઝીલિયા મહાદેવના નામ ઉપરથી ઝીલિયા કહેવાયું. આ ગામમાં ખાસ કરીને રબારી લોકોની જ મોટી વસ્તી છે.

આ સુંદર સ્થળ ઉપર સને ૧૯૬૧ થી ગાંધી આશ્રમની સ્થાપના કરવામાં આવી છે. એટલે આશ્રમનું

સ્થાન મહાદેવના મંદિરની બાજુમાં જ છે. સૌ પ્રથમ મહાદેવની ઓરડીમાં જ આશ્રમની શરૂઆત કરવામાં આવેલી

હાલ આશ્રમ તરફથી શાળાકેળવણી, ગૌશાળા, છાત્રાલય, ખેતી, ઇંટકામ, ચૂનાકામ, માટીકામ, ખાદીઉદ્યોગ, દવાઓ વગેરે પ્રવૃત્તિઓ ચલાવવામાં આવે છે અને આશ્રમની આ બધી પ્રવૃત્તિઓથી આસપાસનાં ગામોમાં પણ સારી એવી મદદ મળેલી છે. ઝીલિયા મહાદેવના નામ ઉપરથી આશ્રમ પણ ઝીલિયા આશ્રમ તરીકે જ જનતામાં ખ્યાતનામ બનેલો છે.



# હીરાનો પારખનાર

મનશોચી હોતી નહિ, હરિ શોચી તત્કાળ;
બલિ શોચી આકાશમેં, હરિ શોચી પાતાળ.

માનવીનું ધાર્યું કંઈ જ બનતું નથી. શ્રી હરિનું ધારેલું જ હમેશાં થાય છે બલી રાજાએ સ્વર્ગનું રાજ્ય લેવાની ધારણા રાખેલી પરંતુ પ્રભુએ તેને પાતાળમાં મોકલ્યો હતો. આમ માનવીની ઇચ્છા પૂર્ણ કરવી એ શ્રીહરિના હાથની વાત છે. માણસ ધારે છે કંઈ અને બને છે કંઈ.

પર્વતપુરા ગામમાં આજે સુંદરપુરના જાગીરદાર શ્રી ભીમસિંહજી પોતાના નાના ભાઈની દીકરીનું વેવિશાળ કરવા આવતા હોઈ ગામની અંદરના તેમના તમામ જ્ઞાતિજનોએ તેમના સ્વાગતની તૈયારી કરી રાખી છે. આવો સારો ધનવાન અને પ્રતિષ્ઠિત માનવી આવતો હોવાથી અને વળી તેને એક પુત્રી હોઈ કદાચ પસંદ પડે તો તેનું વેવિશાળ પણ કોઈ ભાગ્યશાળીને ઘેર આ ગામમાં

કરતો જાય, એ આશયથી તમામ માણસોએ પોતપોતાની શક્તિ મુજબ પોતપોતાનાં ઘરોને શણગાર્યાં હતાં. લીંપી-ગૂંપીને તેમજ કળીચૂનાથી ધોળાવીને ગૃહોની શોભા વધારી હતી. સ્ત્રીઓએ વાસણ ઊટકવામાં ને તેને યોગ્ય રીતે ગોઠવવામાં તેમજ લીંપીને સુંદર ઓકળીઓ પાડવામાં જાણે હરીફાઈ આદરી હોય તેમ જણાતું હતું

ગામના પરણવા યોગ્ય યુવાન છોકરાઓ પણ સુંદર દેખાવા માટે સારાં અને સ્વચ્છ કપડાં પહેરી ગામમાં આમતેમ ફરતા જોવામાં આવતા હતા. આવા લોકોમાં માત્ર એક જ વ્યક્તિ એવી હતી કે જેણે પોતાની હમેશની રીત કરતાં સહેજ પણ વધારોઘટાડો કર્યો ન હતો. તેણે બાળપણમાં પિતાની શીળી છાયા ગુમાવી હતી અને થોડા જ વખત ઉપર માતાની મીઠી હૂંફ પણ ખોઈ હતી. આવો એકલો અટુલો હરિસિંગ અથવા હરિદાસ હતો. નામ તો હતું તેનું હરિસિંગ, પરંતુ લોકો તેને હરિદાસ તરીકે જ ઓળખતા અને પોતે પણ તે નામથી જ ઓળખાવાનું પસંદ કરતો. યથા નામ તથા ગુણ : એ પ્રમાણે તે ખરેખર હરિના દાસ જ હતો. દુશ્મનનું પણ ટાંપું કરી જાણતો. 'વનો (વિનય) વેરીને પણ વશ કરે' એ ન્યાયે આખાયે મહોલ્લામાં અને તેથી આગળ વધીને આખાયે ગામમાં જો કોઈને કઈ કામ હોય તો તે હરિદાસને જ શોધતો આવતો. અને આ યુવાન હસતે મોઢે ગમે તેવું વિકટ મહેનતનું કામ પણ નિઃસ્વાર્થ ભાવે પાઈની પણ ઇચ્છા રાખ્યા વગર કરી આપતો.



પહેલાં પાયક હોય, ચાકર થઈ ચલમો ભરે;
નિશ્ચે નાયક હોય, સાચું સોરઠિયો ભણે.

પહેલાં જેની તેની સેવામાં તત્પર રહી સાચો સેવાભાવી બને તે જ પાછળથી જનસમુદાયનો આગેવાન બની શકે છે. અથવા તેનું જ લોકો પોતાના આગેવાન તરીકે માન સાચવે છે

ગામમાં ઘણાયે બીમાર માનવીઓની ચાકરી રાત્રોના અખંડ ઉજાગરા વેઠીને પણ તેણે કરી હતી. જે માતાઓને દીકરા ન હતા; તેમનો દીકરો બનીને પેટનો સગો દીકરો પણ ન કરે તેવી પ્રેમથી તે સેવા ઉઠાવતો, અને તે પણ કોઈ જાતના બદલાની આશા વગર ગમે તે કોમનું મૃત્યુ થયું હોય ત્યાં પણ તે મૃતદેહને અવલમંજલ પહોંચાડવા હરિદાસ જરૂર હાજર હોય જ. અરે કેટલીક વાર તો એવું બનતું કે કેટલાંયે ગરીબ માણસો હરિદાસ બહારગામ ગયો હોય તો તેને મરણપથારી પરથી યાદ કરતાં અને જાણે જીવ તેનામાં ભરાઈ રહ્યો હોય તેમ તે આવીને જ્યારે પથારી પર બેસી આશ્વાસન આપે એટલે તરત જ તે માનવીનો જીવ ચાલ્યો જતો.

આવા એ હરિદાસને બધા જ ચાહતા હતા એવું ન હતું. ઘણાયે માણસો આ ગામમાં એવા હતા કે 'ગરજ સરી એટલે વૈદ્ય વેરી' એ ન્યાયે કામ થઈ ગયા બાદ તેને બોલાવતા પણ નહિ. તેના ગુજરાન પૂરતી રહેલી જમીનમાં પણ ઢોર ચરાવીને તેને નુકસાન પણ કરતા

અને ઠપકો આપવા જતાં તેની સાથે કજિયો કરી સામે થતા. હરિદાસ ભગવાન પર ભરોસો રાખી તેવાં અપમાન ગળી જતો અને તેવા માણસોને પણ ખપ પડી જાણતો, આગળનું બધું ભૂલી જઈ તરત વહારે ધાતો.

આવા તે હરિદાસમાં તેના માતાપિતાના સંસ્કાર પૂરેપૂરા ઊતર્યા હતા. પિતા પણ તેના જેવા જ સેવાભાવી હતા. તે નાનો હતો ત્યારે એક ગરીબ માણસના બળતા ઘરમાંથી તેના એ ના એક પુત્રને બચાવી લાવતાં સખત દાઝી જવાથી મરણ પામેલા. માતા પણ એટલી બધી સેવાભાવી હતી કે દીનદુઃખિયાંને પોતાનાથી બને તેટલી મદદ કરતી. કેટલાંક પડોશીઓની માંદગી વખતે પોતે હાજર રહી સેવા ઉઠાવતી. અને હરિદાસ તે વખતે માતાની પાસે બેસી રહી તે જોતો અને એ સેવાના સંસ્કાર પોતાનામાં ઉતારતો. થોડા વખત ઉપર અચાનક માતા બીમાર પડી અને હરિદાસને એકલો–અટૂલો મૂકી મરણ પામી. મરતી વખતે માતાએ માત્ર એક જ શિખામણ આપી હતી કે, ' બેટા ! જનસેવા એ જ પ્રભુસેવા છે. માનવી માત્ર દોષને પાત્ર છે. માટે કોઈના બોલ્યા સામું કદી પણ ન જોતાં તેને દુઃખની ઘડી વખતે મદદ કરવા દોડી જવું. એથી જ પ્રભુ આપણા પર રાજી રહે.' આવી માતાની શિખામણ તેને કેમ ન લાગે ? જનસેવાથી જ પોતાનાં મૃત માતાપિતાના આત્મા સંતોષ પામશે, એમ તે માનતો. એવી શ્રદ્ધા દ્વારા જ તે શ્રાદ્ધ કરતો.



શ્રમભરી જિંદગી જીવવાથી તેનું શરીરસ્વાસ્થ્ય પણ સારું હતું. ઊંચો કદાવર દેહ અને રંગે કંઈક શામળો હતો. તેને ખાસ રૂપાળો તો કહી શકાય નહિ, છતાં તે કદરૂપો પણ ન હતો. અકિંચન હોવાથી અને પોતાના કોઈ કુટુંબીજન કે સગાની વગ ન હોવાથી આ જિંદગીમાં તો તેનું સગપણ થવું અસંભવિત મનાતું હતું. એટલે તેને જાગીરદાર આવે કે બીજો કોઈ રાજા આવે કે રંક આવે બધાં સરખાં મહત્ત્વનાં હતાં. તેથી તેને કંઈ લાભ કે નુકસાન થવાનું ન હતું, કારણ કે તેને તો ' કોઈ નૃપ હોહી હમે કહા હાનિ, દાસી બનેહુ કબહુ ન હાનિ ' જેવું હતું.

*

મહેમાનુંને માન, દિલ ભરી દીધાં નહિ;
(ઇ)મેડી નહિ મસાણ, સાચું સોરઠિયો ભણે.

જેમણે પરોણાઓની સાચા પ્રેમથી સેવા કરી નથી તેવા માણસો ભલે શ્રીમંત હોઈ મોટી મહેલાતોમાં રહેતા હોય પણ તે મહેલાતો સ્મશાન સમાન જ માનવી.

જાગીરદાર ભીમસિંહજીને લેવા માટે ગામના અગ્રગણ્ય માણસો સામા ગયા હતા. તે વખતે હરિદાસ એક ગરીબ ડોશીની દવા લેવા જોડેના શહેરમાં ગયો હતો. જેથી જાગીરદારના આવ્યા બાદ તે આવી તેમની સેવામાં હાજર થયો. અતિથિની સેવા એ તેને મન મહામૂલો અવસર હતો. એટલે નિઃસ્વાર્થ ભાવે કંઈ લાલસા વગર

હરિદાસ ખડેપગે જાગીરદારની સેવા કરવા લાગ્યો. સવારે વહેલો ઊઠી નિત્યકર્મ આટોપી તેમની પાસે આવી જતો. તેમને દાતણપાણી, અફીણ–કસુંબો વગેરે માટે તહેનાતમાં વાળંદ વગેરે હોવા છતાં પણ તે નિયમિત આવતો. તેમની ઝીણામાં ઝીણી જરૂરિયાત ઉપર પણ તે ખાસ ધ્યાન આપતો. જેમ પતિવ્રતા સ્ત્રીને તેના પતિની સેવામાં અથવા કોઈ પ્રભુભક્તને પ્રભુની સેવામાં આનંદ થાય તેમ કોઈ પણ માનવીની સેવામાં તેને આનંદ આવતો.

જાગીરદારની સેવા કરતો જોઈ કેટલાંયે સ્વાર્થી મનુષ્યો મજાકમાં બોલતાં કે, 'ભાઈ હરિદાસ! તું ગમે તેટલી સેવા કર પણ જાગીરદાર તારું કંઈ ભલું કરવાના નથી.'

'હરિદાસને તો આની કંઈજ પડી ન હતી. પરંતુ લોકો પોતપોતાના સ્વભાવ અનુસાર કંઈ કંઈ વાતો કરતા. કોઈ કોઈ કહેતું કે, 'ભાઈને પરણવું છે એટલે આમ સેવા કરે તો જાગીરદાર પ્રસન્ન થઈ કન્યાદાન દઈ દે. પરંતુ મૂર્ખાને ખબર નથી કે તને શું જોઈને કોઈ કન્યા આપે?' આમ અનેક લોકો વાતો કરતા. પરંતુ તે સાંભળવા તરફ તેનું લક્ષ ન હતું

જાગીરદારે ગામના એક આગેવાન ગણાતા પૈસાદાર માનવીના યુવાન પુત્રની સાથે પોતાની ભત્રીજીનું વેવિશાળ કર્યું અને એક બે દિવસ ગામના આગ્રહથી વધુ રોકાઈ છેવટે ઘર તરફ વિદાય થયા. તેમને વિદાય આપવા ગામના અનેક માનવીઓ ગામની ભાગોળ સુધી આવ્યા



હતાં. ભેગો હરિદાસ પણ હતો. છેવટે જાગીરદાર વિદાય થયા તે વખતે કોઈએ હરિદાસને કહ્યું કે, 'હરિદાસ! મહેમાનની સાથે તમારાં ખેતરો સુધી તો જાઓ. ખેતરોની ખબર કાઢતાં અવાશે અને મહેમાનને ત્યાંસુધી તમારો સંગાથ પણ રહેશે! આ સાંભળી બીજાઓએ ટેકો પૂર્યો અને મહેમાને પણ સાથે આવવા આગ્રહ કર્યો.

આથી હરિદાસ તેમની સાથે ચાલ્યો. ચાલતાં ચાલતાં અનેક પ્રકારની વાતો થઈ અને છેવટે હદ આવતાં હરિદાસ ઊભો રહ્યો અને ભીની આંખે મહેમાનને વિદાય આપી. તેની સાથેની વાતચીતથી મહેમાન ઉપર તેના બુદ્ધિચાતુર્યની સારી છાપ પડી. તેની સેવાભાવનાનો તો અહીંના રોકાણ દરમિયાન સારો એવો પરિચય થયો હતો. વળી તેની પ્રેમભાવનાથી તો તે ખુશ ખુશ થઈ ગયા હતા. રસ્તે ચાલતાં ચાલતાં તેમને હરિદાસના જ વિચાર આવતા હતા. તેમની નજર આગળથી જાણે તે ખસતો જ ન હતો. કેવો કદાવર બાંધાનો અને પ્રફુલ્લ વદનનો આ યુવાન હતો! પુત્ર સમાન વહાલો લાગતો હતો. તેમને પેલા કવિની ઉક્તિ યાદ આવી:

હસતમુખાં હુતોમણાં, મલકે વેણે વેણ;
ઈને કાંકર મ વાગજો, ભલે હોય પારકાં શેણ.

આમ જેમ જેમ વિચાર કરતા હતા તેમ તેમ તે યુવાન તેમને વહાલો લાગતો હતો. પોતાને આવો પુત્ર હોય તો? પરંતુ તેમને તો માત્ર એક દીકરી જ હતી

તે યાદ આવતાં એક ઊનો નિશ્વાસ નંખાઈ ગયો. પરંતુ બીજી જ ક્ષણે 'પોતાની પુત્રી જો આ યુવાનને આપી હોય તો તે કેટલી બધી સુખી થાય? અને વૃદ્ધાવસ્થામાં પોતાને પણ કેટલો સંતોષ આપે?'

આવો વિચાર તેમના મનમાં ઝબકી ગયો. પછી મન સાથે નક્કી કરી જાગીરદાર ભીમસિંહજીએ રસ્તામાંથી જ ઘોડીને પાછી વાળી. ગામમાં પેસતાં જ જાગીરદાર પાછા આવ્યા એવી વાત વાયુવેગે પ્રસરી જવાથી આગે-વાનો અને સગાઓ આવી મળ્યા અને પાછા આવવાનું કારણ પૂછવા લાગ્યા. દીકરીનું વેવિશાળ કરવા પોતે પરત આવ્યા છે તે વાત તેમના મુખે સાંભળી ઉંમરલાયક છોકરાઓના પિતાઓને મનમાં આનંદ થયો. અને દરેક જણ વિચાર કરવા લાગ્યો કે 'પોતાને ત્યાં જો જાગીરદાર રૂપિયો આપે તો ઘણું સારું' આથી તરત જ બધા ભેગા થઈ ગયા અને જાગીરદારની મહેમાનગતિ કરવા હરીફાઈ કરવા લાગ્યા. પરંતુ તેમણે તો હરિદાસની તપાસ કરાવી તો તે એક વૃદ્ધ ડોશીને તાવ આવેલો હોવાથી અને તેને કોઈ સગુંવહાલું ન હોવાથી તેની શુશ્રૂષામાં રોકાયો હોવાનું જણાયું.

કોઈ ને કોઈ કામ નિમિત્તે તેમની જ્ઞાતિના કેટલા કુંવારા છોકરાઓ તેમની આગળ ફેરાઆંટા ખાવા લાગ્યા પરંતુ જાગીરદાર ભીમસિંહજીનું ધ્યાન તેમના તરફ આકર્ષી શક્યા નહિ તેઓ તો સારોય વખત હરિદાસના ધ્યાનમાં જ રહ્યા. રાત્રે હરિદાસ જ્યારે ઘેર આવ્યો ત્યારે



તેમને મળ્યો. તે વખતે જ તેમણે તેની સમક્ષ સવારે પોતાની પુત્રીનું વેવિશાળ તેની સાથે કરવાનો પોતાનો ઇરાદો જણાવ્યો. હરિદાસે પોતાની આર્થિક સ્થિતિનો સંપૂર્ણ ચિતાર વર્ણવી બતાવી તેમને બીજી કોઈ સારી જગાએ તેમની દીકરી સુખી થાય તેવું સ્થળ ગોતી કાઢવા વિનવ્યા. ગામના બીજા માણસો તો આ સાંભળતાં જ માથે વીજળી પડી હોય તેવા થઈ ગયા અને પછી હરિદાસની વિનંતી સાંભળી તેઓ પણ કહેવા લાગ્યા કે, 'તમારી સુકોમળ દીકરી આવા નિર્ધનને ત્યાં દુઃખી થશે.' પરંતુ જાગીરદારે જવાબ આપ્યો કે 'આના કરતાં મને બીજો ઉત્તમ જમાઈ મળી શકે તેમ નથી. તેનામાં મને સંપૂર્ણ માન-વતાનાં દર્શન થયાં છે અને તેવા માણસને ત્યાં મારી દીકરી સુખી થશે એવો મને પાકો વિશ્વાસ છે.'

હરિદાસે તેમને પોતાની સ્થિતિનું વારંવાર વર્ણન કહી સંભળાવ્યું, પરંતુ તેમણે તે માન્યું જ નહિ. હરિદાસ રાત્રે પેલાં ડોશીમાની સેવામાં જઈ પહોંચ્યો ત્યારે ગામ-આગેવાનોએ તેમજ સગાંવહાલાંએ તેના વિરુદ્ધ જાગીર-દારને ઘણું કહ્યું; પરંતુ સવાર થતાં જ નિત્યકર્મ વહેલું પતાવી સૌના આશ્ચર્ય વચ્ચે જાગીરદારે પોતાના નિશ્ચય પ્રમાણે સવારે હરિદાસનું વેવિશાળ કરી પોતાને ગામ ચાલતા થયા. આમ સાચા હીરાને તેમણે પારખી લીધો અને સેવાની કદર કરી. કવિ ખરું જ કહે છે કે—

પડી રહે દરબારમાં, ધક્કા ધણીના ખાય;
કોઈ દિન લહેર સમુદ્રકી, દુઃખ દરિદ્ર જાય.



## જામીનગીરી

સતિયા સત નવ છોડીએ, સત છોડે પત જાય;
સતકી બાંધી લક્ષ્મી, ફીર મીલેંગી આય.

હે સતવાદી માનવ! પૈસાની ખાતર સત છોડીશ નહિ. જો તું સત છોડીશ તો તારી પતીજ રહેશે નહિ. બાકી લક્ષ્મી તો સતની પાછળ બંધાઈને ફરીથી પણ આવી મળશે.

'દીવાનજી! કયા કયા સરદારો પાસે મોટી રકમનું રાજનું લહેણું નીકળે છે તે જણાવો. અને તે વસૂલ લેવા



માટે આજે જ તજવીજ થવી જોઈએ.'

ઈડરના દરબારગઢમાં હકડેઠઠ દરબાર ભરાયો છે. તેમાં આજે બધા સરદારોને હાજર જોઈ ઈડરના મહારાજાએ ઉપર મુજબ દીવાનને હુકમ કર્યો.

'મહારાજા સાહેબ! બીજા સરદારો પાસેથી લેણું વસૂલ આવી ગયેલ છે. ખાસ કંઈ બાકી નથી. પરંતુ 'મોળી'-ના તાલુકદાર સાહેબ પાસે રૂપિયા એક લાખનું લહેણું હજુ નીકળે છે. વારંવાર ઉઘરાણી કરવા છતાં વસૂલ આવતું નથી. 'મોળી'ના સોલંકી સરદાર સાહેબ અહીં દરબારમાં હાજર છે.' દીવાને કહ્યું.

મોળીના તાલુકદાર સામે મહારાજા સાહેબે નજર કરતાં તે નમન કરી ઊભા થયા.

'તમે રાજના હુકમનો અનાદર કર્યો છે. રાજનું લહેણું કેમ ભરપાઈ કરતા નથી?' મહારાજા સાહેબે પૂછ્યું.

'મહારાજા!

રાજ હુકમ આધીન જગ, માનવ નર ને નાર:
શીર ઝુકાવે અદબથી, ભલા ભલા સરદાર.

ત્યાં મારા જેવો એક સામાન્ય તાલુકદાર શી રીતે રાજના હુકમનો અનાદર કરી શકે? હાલમાં મારી જાગીરમાં છેલ્લા કેટલાક સમયથી વરસાદની અનિયમિતાથી પાક બરાબર પાકતો નહિ હોવાથી રાજનું લહેણું રહી ગયું છે. માટે આ સાલે જરૂરથી ભરી દઈશ.' ઠાકોરે જવાબ દીધો.

'આટલી રકમ અત્યાર સુધી બાકી રાખી અને હજુ પણ ભરવાને માટે વાયદા બતાવો છો તે બરાબર

નથી માટે તરત ભરી દો, નહિ તો જાગીર ઉપર જપ્તી બેસાડવામાં આવશે.' મહારાજા સાહેબે કહ્યું.

આ સાંભળી મોળીના તાલુકદારને ગુસ્સો ચઢ્યા, પણ શું કરે? હાલ તે ઈડરના દરબારગઢમાં હતા. તેમણે ચોપાસ નજર ફેરવતાં હથિયારબંધ સિપાઈઓની હાજરી જોઈ. આથી સમય ઓળખી જઈ ખામોશી રાખી.

તેમને સપડાવવા માટેનું આ પૂર્વયોજિત કાવતરું હોવાની તેમને ગંધ આવી. તે સોલંકી શાખાના રજપૂત હોઈ ૪૦ ગામના તાલુકેદાર હતા. તેમનું ગામ મોળી (મોરી) હાલના સાબરકાંઠા જિલ્લાના મેઘરજ ગામ તરફ મોડાસાથી પૂર્વમાં આશરે ૧૫ થી ૨૦ ગાઉ દૂર અને ઈડરથી પૂર્વમાં આશરે ૪૦ ગાઉ દૂર હતું. તેમને માથે રાજના દેવા ઉપરાંત બીજું ખાનગી દેવું પણ હતું. એટલે ઈડરમાં કોઈ શાહુકાર તેમને નાણાં ધીરવા તૈયાર થાય તેમ ન હતો. વળી તેઓ દેવાદાર હતા અને વળી પાછા દેવું ભરવામાં ખૂબ અનિયમિત હતા. સ્વભાવે તે ખૂબ કડક મિજાજના હોઈ કોઈ પણ શાહુકાર તેમને ન ધીરે તે સ્વાભાવિક હતું. તેમના સ્વભાવને લીધે તેમને કોઈ મિત્ર પણ ન હતો.

મિત્ર નહિ કોઈ મલકમાં, વિશ્વ બધાથી વેર;
એકલ આથડતો ફરે, તેનું જીવન ખારું ઝેર.

એ લોકોક્તિ તેમના માટે બરાબર બેસતી હતી.

'મહારાજા સાહેબ! થોડા જ વખતમાં રાજનું લહેણું ભરવા માટે બંદોબસ્ત કરી દઈશ. માટે ભરદર-



બારમાં બોલાવી આમ અપમાન કરવું તે આપને માટે શોભાસ્પદ નથી.' ઠાકોરે કહ્યું.

'તમે ૨૪ કલાકમાં આ રકમ ભરી દો. અગર એવો સદ્ધર જામીન આપો. જ્યાં સુધી આ સંબંધમાં કંઈ પણ બંદોબસ્ત ન થાય ત્યાં સુધી તમારે ઈડર છોડવાનું નથી.' મહારાજાએ છેવટનો હુકમ સંભળાવ્યો.

દરબાર બરખાસ્ત થયો અને મોળીના તાલુકદાર પોતાના ઉતારે નજરકેદ થયા. કોઈ પણ રીતે આ રકમનો નિકાલ લાવ્યા વગર હવે છૂટકો ન હતો. તેમણે આ રકમ ભરવા માટે રાજ તરફથી ઉઘરાણીએ આવેલ અમલદારને પણ મચક આપેલી નહિ અને અપમાન કરેલું, એટલે કોઈપણ માણસ તેમને માટે સહાનુભુતિ ધરાવતો ન હતો. શાહુકારો પણ ધીરે તેમ ન હતા. આથી પોતાના ઉતારે જઈ ઠાકોર વિમાસણમાં પડ્યા. અહીંથી કઈ રીતે છુટકારો મેળવી જાગીરમાં નાસી જવું તેનો ઉપાય વિચારવા લાગ્યા. કોઈ પણ રીતે છુટકારો મળી શકે તો કંઈ ચિંતા ન હતી. પરંતુ ઈડરગઢમાંથી નાસી જવું સહેલું ન હતું.

*

તે વખતે વારંવાર ધીંગાણાં થતાં, મોટાં રાજ્યો તરફથી જાગીરો અપાતી અને પડાવી પણ લેવાતી. તે જાગીરો પાછી મેળવવા સરદારો બહારવટે ચઢતા. ઈડર જેવાં મોટાં રાજ્યોને તેમનાથી મોટાં અમદાવાદ અને દિલ્હી

જેવાં રાજ્યો સામે કેટલીકવાર લડાઈમાં ઊતરવું પડતું. આમ બળિયાના બે ભાગનો તે જમાનો હતો. કોઈ પણ વીરપુરુષ પોતાના કાંડાબળથી જાગીર મેળવી શકતો. શૂરવીરતાની તે વખતે કદર થતી. કોઈ પણ રાજ્ય તે વખતે સલામત ન હતું. અને તેથી પ્રજાના જાનમાલની સલામતી પણ લડાઈના સમયમાં ન હતી. એક રાજ્યની બીજા રાજ્ય પર ચડાઈ થતી ત્યારે ચઢી આવનાર કે જીતનાર લશ્કર લૂંટફાટ પણ કરતું. તે વખતે હિંદનાં નાનાં મોટાં તમામ રાજ્યોને બ્રિટિશ એચોનેટોની મદદ ન હતી. તે વખતનો જમાનો અશાંતિનો હતો.

આવા જમાનામાં પણ વેપાર, વ્યવહાર ચલાવવા માટે નાણાં ફરતાં રાખવાની ખૂબ જરૂર રહેતી. આથી વેપારી લોકોએ તેમજ બીજી પ્રજાએ કંઈપણ લેવડદેવડ કરતી વખતે 'જામીન' લેવાની પ્રથા શરૂ કરી હતી અને આ પ્રથા મોટા મોટા રાજાઓ પણ એકબીજા સાથેના વ્યવહારમાં અપનાવતા હતા.

આવા સમયમાં કોઈપણ લેવડદેવડમાં જામીન થનાર વ્યક્તિ એટલી મજબૂત હોવી જોઈએ કે જે બંને પક્ષને દબાવી શકે. બ્રહ્મભટ્ટ કોમ એક એવી કોમ હતી કે જેને બીજી બધી તમામ કોમો પવિત્ર ગણતી અને તે કોમ બીજાને થતા અન્યાય માટે સત્યાગ્રહ કરી પોતાના જાનને પણ જોખમમાં મૂકતાં અચકાતી ન હતી.

આથી રંકથી તે રાય સુધી પોતાની કોઈ પણ



લેવડદેવડમાં બ્રહ્મભટ્ટોને જામીન તરીકે રાખવામાં આવતા અને બ્રહ્મભટ્ટો જે દસ્તાવેજમાં પોતાનો કટારીનું નિશાન કરતા તે દસ્તાવેજ માન્ય થતો. જામીનગીરીના બદલામાં બ્રહ્મભટ્ટોને સેંકડે અમુક ટકા બાર માસે લોકો તરફથી આપવામાં આવતા. આથી બ્રહ્મભટ્ટોને આજીવિકામાં પણ મદદ થતી. મોટાં મોટાં રાજ્યોના સંધિવિગ્રહ વખતે અને બીજી તકરારો વખતે પણ બ્રહ્મભટ્ટો જ જામીન થતા. આમ બ્રહ્મભટ્ટોની જામીનગીરી પવિત્ર અને સદ્ધર ગણાતી. વળી પોતાની જામીનગીરી પળાવવા માટે બ્રહ્મભટ્ટો પ્રસંગ આવ્યે પોતાનું લોહી પણ રેડતા હતા.

જો કોઈ માણસ જામીનગીરીમાં ઠરાવ્યા પ્રમાણેના કરાર બરાબર પાળે નહિ તો જામીન થનાર બ્રહ્મભટ્ટ તેને ત્યાં જઈ અનશવ્રત ધારણ કરી સત્યાગ્રહ કરતો બ્રહ્મભટ્ટ કોમ પવિત્ર ગણાતી એટલે કોઈ બ્રહ્મભટ્ટ પોતાને આંગણે ભૂખ્યો બેસી રહે તે બીજી કોમ માટે શરમજનક ગણાતું. પરંતુ પ્રજામાં ઘણીવાર એવા માણસો પણ મળી આવતા કે તેમને આંગણે બ્રહ્મભટ્ટો ભૂખ્યા બેસી રહે તો પણ જામીનગીરી પળાતી નહિ; કારણ કે—

નિર્લજ્જ નર લાજે નહિ, કર કોટી ધિક્કાર;
નાક કપાયું તો કહે, અંગે ઓછો ભાર.

લાજ વગરના માનવીને કરોડો વાર ધિક્કાર આપો તો પણ તે શરમાતો નથી; કારણ કે તે એટલો બધો બેશરમ હોય છે કે કદાચ તેનું નાક કપાય તો તે શરીરમાં ઓછો ભાર થયાનું કહે છે!

એવા માણસો મળે ત્યારે જામીન થનાર બ્રહ્મભટ્ટ તે માણસના ઘર આગળ જઈ શરીરનો કોઈ પણ ભાગ કાપી ત્યાં લોહી રેડતો. તેમ છતાં ન માને તો પોતાના કુટુંબમાંથી કોઈ નાનું બાળક કે વૃદ્ધ ડોસી–ડોસાને ત્યાં મારી નાખતો. આથી તે સામે હાહાકાર વર્તાતો અને પોતાની જામીનગીરી પાળવા સામા માણસોને ફરજ પડતી.

સામાન્ય પ્રજાજનોમાં તો આવા પ્રસંગો ભાગ્યે જ આવતા. પણ રાજ્યો સાથેની જામીનગીરી આકરી ગણાતી અને ત્યાં પોતાનું લોહી રેડવું પડતું. આમ પોતાના જીવનું જોખમ ખેડતાં પણ ન અચકાતાં હોવ થી બ્રહ્મભટ્ટોની જામીનગીરી હિન્દુ તેમજ મુસલમાન દરેકમાં સર્વમાન્ય થઈ પડી હતી

*

વિપદ બરાબર સુખ નહિ, જો થોડે દિન હોય;
ઈષ્ટ મિત્ર અરુ બન્ધુ તબ, જાન પડે સબ કોય.

'મોળી'ના ઠાકોર સાહેબ ઈડરમાંથી છુટકારો મેળવવા માટે વિમાસણમાં પડ્યા. ઘણી ઘણી યુક્તિઓ વિચારી પણ એક પણ યુક્તિ કારગત નીવડે તેમ ન હતી એવામાં પોતે જો કોઈને જામીન આપી શકે તો છુટકારો મળી શકે તે વાત યાદ આવી. પણ અહીં તેમનો જામીન કોઈ થઈ શકે તેમ ન હતું.

એવામાં તેમના ઉતારા પાસે થઈને મોડાસા નજદિકના ભાટકોટા ગામના બ્રહ્મભટ્ટ જાગીરદાર રાવ જીવણ-



સિંહજી મારતે ઘોડે જઈ રહ્યા હતા તેમને જોઈ રાવજીને પોતાના જામીન કરવાનો ઠાકોરને વિચાર આવ્યો. ગરજ પડી એટલે તરત ઠાકોરે રાવજીને બોલાવી લાવવા નોકરને મોકલ્યો. કારણ કે ગરજ સાકરથી પણ ગળી છે!

ગર્જહી અર્જુન હીન ભયે, અરુ ગર્જહી ગોવિંદ ધેન ચરાવે;
ગર્જહી દ્રૌપદી દાસી ભયી, અરુ ગર્જહી ભીમ રસોઈ પકાવે;
ગર્જ બડી સબ લોગનમેં, અસ ગર્જ બિના કોઈ આવ ન જાવે;
કવિ ગંગ કહે સુન શાહ અકબર, ગર્જસે બીબી ગુલામ રિઝાવે.

રાવજી આવ્યા એટલે ઠાકોરે આવકાર આપી પોતાની તમામ હકીકત કહી સંભળાવી અને જામીન થઈ પોતાને છોડાવવા માટે વિનતી કરી. રાવજી ઠાકોરને સારી પેઠે ઓળખતા હતા. કારણ કે–

જીસકે બોલે બંધ નહિ, મર્મ નહિ મનમાંહી;
વાકો સંગ ન કીજીએ, છોડ ચલે વનમાંહી.

એ રીતે તેમના બોલવા પર ભરોસો રાખી શકાય તેમ ન હતુ. વળી તેમનો સ્વભાવ પણ તીખો અને રીસાળ હતો એટલે રાવજી વિચારમાં પડ્યા ઠાકોરના જામીન થવામાં પૂરેપૂરું જોખમ હતું. ઠાકોર પૈસા આપી શકે તેવી તેમની સ્થિતિ પણ ન હતી. પૈસા આપવા માટે ખોટા વાયદા કરવામાં તે હોશિયાર હતા. વળી સામા પક્ષે ઈડરનું રાજ્ય હતું એટલે જામીન થવા તેમનું મન ના પાડતું હતું. પરંતુ ઠાકોર સાહેબ તરફથી ખૂબ આજીજી કરવામાં આવી. એટલે–

કરીએ સારું કોઈનું, એ જ ધર્મનું કામ;
બીજા કલ્પિત ધર્મ છે, મનમાં સમજો મર્મ.

કોઈ પણ માણસનું ભલું કરવું એ જ સાચો ધર્મ છે બીજા બધા કલ્પિત ધર્મ છે એમ મનમાં ખાસ સમજજો.

એ વિચારી જામીન થવાની હા પાડી. અને તરત ઠાકોરે ઈડર મહારાજા સાહેબને ભાટકોટાના બ્રહ્મભટ્ટ જાગીરદાર રાવ જીવણસિંહજીને પોતાના જામીન આપવાનું કહેવડાવ્યું. ઈડરના મહારાજાએ રાવજીની જામીનગીરી માન્ય રાખી અને 'મોળી'ના ઠાકોરસાહેબ છૂટા થઈ પોતાની જાગીર તરફ રવાના થયા.

*

કુળ હીણાની ચાકરી, દુરજન કેરો સંગ;
પરનારીની પ્રીતડી, જાણે ગળીનો રંગ.

અકુલીનની ચાકરી, દુર્જન માનવીનો સંગ અને પારકી પત્ની સાથેનો સ્નેહ : એ ગળીના રંગ જેવાં ખરાબ છે.

ઈડર સ્ટેટ તરફથી 'મોળી'ના ઠાકોરને વાયદા પ્રમાણે ઉઘરાણી કરવામાં આવી. પરંતુ તે પૈસા આપી શકયા નહિ અને બીજો વાયદો કર્યો. આમ કેટલાયે વાયદા કરવામાં આવ્યા, પણ દેવું ભરપાઈ થઈ શકયું નહિ. આથી જામીન રાવ જીવણસિંહજીને બોલાવવા માણસ મોકલવામાં આવ્યું. આ વખતે રાવજી મરણપથારી પર હતા એટલે દરબારી માણસ પાછો ગયો.



રાવજી છેલ્લાં શ્વાસ લઈ રહ્યા હતા. આજુબાજુ તેમનાં સ્વજનો બેઠેલાં હતાં. તેમની પાસે તેમનાં ચૌદ વર્ષની ઉંમરનાં એકનાં એક પુત્રી ખુમાનબા બેઠાં હતાં. પિતાનો જીવ ઈડરની જામીનગીરી પતી ન હોવા બાબત વિચારે ચઢયો હોવાનું માનીને તેણે પિતાને વચન આપ્યું કે, 'પિતાજી ! તમારો જીવ કોઈ પણ ચીજમાં રાખશો નહિ. મારી ફિકર કરશો નહિ તમારી જામીનગીરી હું પૂરી પાડીશ. તમે પ્રભુનું ભજન કરો'

આટલા શબ્દો કાને પડતાં જ ડોસાનો જીવ સ્વર્ગાપરને પંથે વળ્યો. અને એકનો એક પુત્રી તથા બીજાં સ્વજનોને રડતાં મૂકી તેમણે પરલોકગમન કર્યું.

પિતાશ્રીની ઉત્તરક્રિયા વગેરે થઈ ગયા બાદ ખુમાનબાએ 'મોળી'ના ઠાકોર સાહેબને ઈડર સ્ટેટનું દેવું ભરી દેવા કહેવડાવ્યું. પરંતુ કંઈ થયું નહિ આથી ખુમાનબા પોતાના ગામના બીજા બ્રહ્મભટ્ટોને સાથે લઈ મોળી ગયાં અને સત્યાગ્રહ કરવા માટે ઠાકોરની ડેલીના દરવાજા આગળ બેઠાં અને અનશન વ્રત જાહેર કર્યું. પણ ઠાકોર તરફથી કરજ ભરવા સંબંધી કંઈ જ સંતોષપ્રદ ઉત્તર મળ્યો નહિ. આથી બીજે દિવસે ખુમાનબાએ પોતાનો જીવ આપવાનો મક્કમ નિર્ધાર કર્યો. અને બીજે દિવસે પોતે પોતાનો ભોગ આપશે એવું જાહેર કર્યું. ઠાકોર સાહેબ પ્રથમ તો આ સાંભળી ગભરાયા અને વાટાઘાટ ચલાવી. પૈસા થોડા વખતમાં ભરપાઈ કરવાનો વાયદો કર્યો. ખુમાનબાએ થોડાક પૈસા અત્યારે ભરવા કહ્યું પણ

કંઈ વળ્યું નહિ. આથી તેમણે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. ઠાકોરને તેમના સલાહકારોએ સલાહ આપી કે 'આવડી નાની ચૌદપંદર વર્ષની છોકરી શું જીવ આપવાની હતી? આ બ્રહ્મભટ્ટો ખાલી બીક બતાવે છે!' ઠાકોરને ગળે તે વાત ઊતરી અને બીજે દિવસે સવારે પાછલે બારણે થઈ બહારગામ જતા રહ્યા.

'બીજે દિવસે સવારે પોતે જ્યારે રામધૂનમાં એકાગ્ર હોય તે વખતે ગમે તે માણસે પાછળથી આવી તેમનું માથું કાપી નાખવું" એમ ખુમાનબાએ પોતાના માણસો સાથે નક્કી કર્યું.

બીજી સવારે મૃત્યુને ભેટવાની પૂર્ણ તૈયારી કરીને જ દરબારની ડેલીના દરવાજા આગળ તે બધાની સાથે આવી પહોંચ્યાં. મોટી મૃગ જેવી વિશાળ અને મનોહર આંખો, પરવાળા જેવા રાતા હોઠ અને શંખ જેવું ગળું તેમજ પૂર્ણિમાના ચંદ્ર જેવું તેમનું મુખમંડળ શોભી રહ્યું હતું. લાલ કસુંબલ રંગની ઓઢણી ધારણ કરી હતી. કપાળમાં કંકુની આડ કરી હતી. એવાં ખુમાનબા સાક્ષાત્ જગદંબા સમાન શોભતાં હતાં. હજુ તેમનું લગ્ન પણ થયેલું ન હતું એટલે બ્રહ્મભટ્ટ કુમારિકાનાં દર્શને તે ગામ તેમજ આસપાસનાં ગામડાંનાં લોકો પુષ્કળ પ્રમાણમાં જમા થયાં હતાં.

ઠાકોરની ડેલીના દરવાજા આગળ બેસી પોતાના બુલંદ રાગથી ખુમાનબા સૂરદાસનું પ્રખ્યાત ભજન 'અબકી ટેક હમારી' ગાવા લાગ્યાં.



ખુમાનબાના મીઠા મધુર રાગથી ગવાયેલા આ ભજનથી વાતાવરણ ઘડીભર શાંત અને ગંભીર બની ગયું. શિયાળાની કડકડતી ઠંડી અને સાથોસાથ ઉત્તર તરફથી વાતો ઠંડો હિમમય પવન માણસોનાં હાડના ચૂરેચૂરા કરી નાખતાં હતાં છતાં પણ બ્રહ્મભટ્ટ કુમારિકાના દર્શને સારા પ્રમાણમાં માનવ મેદની એકઠી થઈ હતી. આ ભજન સાંભળી દરેક જણ મનમાં પ્રાર્થના કરતું હતું કે 'હે પ્રભુ! આ કુમારિકાની ટેક સાચવજે.' ભજન પૂરું થયા બાદ રામધૂન શરૂ થઈ. મધ્યાહ્ન થવા આવ્યા પણ ઠાકોર તરફથી કંઈ જ જવાબ આવ્યો નહિ. ઠાકોર પરગામ ગયા છે એવા ખબર આવ્યા.

આ સાંભળી કેટલાક કહેવા લાગ્યા: 'કેવો હળાહળ કળિયુગ આવ્યો છે? જેણે જામીન થઈ ઠાકોરને છોડાવ્યા તે ગુણ ભૂલી જઈ ઠાકોર આજે આ કુંવારી બ્રહ્મભટ્ટ દીકરીની હત્યાના નિમિત્ત બનવા તૈયાર થયા છે. ધિક્કાર છે! નર્કમાં તેમનો વાસ થશે.' વળી કેટલાક કહેવા લાગ્યા કે. 'ઠાકોર બિચારો શું કરે? તેના પાસવાનો અને સલાહકારો બધા દુષ્ટ માણસો છે. તેમની સલાહથી જ તે પરગામ નાસી ગયો છે.' વળી બીજા કેટલાક એમ કહેવા લાગ્યા કે 'ભાઈ! નાહક શા માટે કોઈને દોષ આપો છો? ઠાકોર સાહેબ તો અહીં જ હોવા જોઈએ. ખરે ટાણે તે આવીને ઊભા રહેશે. શું ઠાકોર જેવો માણસ થઈને પોતાના ઉપર ઉપકાર કરનારની દીકરીને મરવા દેશે? ગમે તે રીતે સમજાવશે. અસલ સોલંકી શાખાનો

રજપૂત થઈને આમ બ્રહ્મભટ્ટ કુમારિકાને પોતાને આંગણે મરવા નહિ જ દે.' ત્યારે બીજા જવાબ આપતા કે, 'ભાઇ! તમારી વાત કેટલીક તો સાચી છે, પણ માણસ પોતે ખરાબ હોતો નથી. પરંતુ તેના સલાહકારો ખરાબ સલાહ આપી તેને બગાડે છે. જો ઠાકોરને સારા સલાકારો મળ્યા હોત તો અત્યાર સુધી આ રકમ ભરી દીધી હોત. અને આ દહાડો આવત જ શું કરવા? એટલી વાત ઉપરથી જ સમજી જાઓને?' આમ અનેક લોકો અનેક તર્ક-વિતર્ક કરતા હતા.

બરાબર મધ્યાહ્ન થઈ ગયા છતાં કોઈ આવ્યું નહિ. ખુમાનબા તો ધ્યાનમાં એકતાન બની ગયાં હતાં. તેમના મોઢા પર એક જાતનું અપાર્થિવ તેજ ચમકી રહ્યું હતું. આ વખતે તેમના કાકા ઊઠ્યા અને ખુમાનબાના ગળા પર તલવારનો ઝટકો માર્યો. કાકા થઈને પોતે જ પોતાની વહાલી ભત્રીજી ઉપર તલવારનો ઘા કરે એ જીવ શે ચાલે? છતાં મનને કઠણ કરી ટેકની ખાતર ઝાટકો માર્યો. ગળું કપાયું પણ નીચે પડયું નહિ. આથી કાકાએ પોતાનો હાથ કાપી તેનું લોહી ખુમાનબાના મસ્તક ઉપર ચડાવ્યું. એટલે મસ્તક નીચે પડયું. લોકોમાં હાહાકાર વ્યાપી ગયો. ઠાકોર તેમજ તેના કારભારી અને બીજા નોકરો ઉપર લોકો ફિટકાર વરસાવવા લાગ્યા. પછી લોકોએ ગુસ્સે થઈ ડેલીનો દરવાજો તોડી નાખ્યો અને ત્યાં આગળ બ્રહ્મભટ્ટો અને બીજા પ્રજાજનોએ ખુમાનબાનો અગ્નિસંસ્કાર કર્યો.

મૃતદેહને જ્યાં આગળ અગ્નિસંસ્કાર કરેલો તે



જગાએ રાખનો ઢગલો થયો. ઠાકોર તરફથી રાત્રે તે રાખ ઉપડાવીને જગા સાફ કરવામાં આવી. પરંતુ બીજે દિવસે સવારે તે જગાએ તેટલી જ રાખ જોવામાં આવી. આમ વારંવાર રાખ નાખી દેવામાં આવતી, પરંતુ બીજે દિવસે સવારે તે રાખ તેટલી જ દેખાતી. ઠાકોર સાહેબે આ ચમત્કાર જોવાથી અને તે મકાનમાં સુખી ન થવાથી ગામની બીજી બાજુએ બીજા મકાનમાં રહેવાનું પસંદ કર્યું, એમ કહેવાય છે.

ભાટકોટના બ્રહ્મભટ્ટોએ જે જગાએ ખુમાનબાનો અગ્નિસંસ્કાર કર્યો હતો તે જગાએ એક નાનકડી દેરી ચણાવી હતી. તે જગાએ મોળી ગામના તેમજ આજુબાજુ આવેલા નજદિકના ગામોના અનેક માણસો માનતા માને છે અને ભાટકોટા બ્રહ્મભટ્ટો તે ગામનું પાણી આજે પણ પીતા નથી એમ કહેવાય છે.



## ગૌરક્ષા

કંથા રણમાં જાયકે, મત ઢૂંઢે કો સાથ;
તારાં બેલી ત્રણ જણાં, હૈયું કટારી હાથ.

હે સ્વામીનાથ ! લડાઈના મેદાનમાં જઈને કોઈનો સાથ શોધવાની મહેનત કરશો નહિ. હૈયું, કટારી અને હાથ–એ ત્રણ જણને તમારાં સાથી માનજો.

'રોકજો ! રોકજો !' એમ બૂમો પાડતા, રાજકોટ શહેરમાં જવાના નિર્જન રસ્તા પર કેટલાક માણસો સાત–આઠ ગાયોની પાછળ દોડતા જતા હતા. સામેથી

રાજકોટની રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કરતો એક વિદ્યાર્થી રાજકુમાર બગલમાં તલવાર સાથે આવતો હતો તેણે પેલા લોકોની બૂમો સાંભળી નાસી જતી ગાયોને પોતાની તલવારથી રોકી. પછી પાછળ દોડતા આવતા માણસો તે ગાયોને વાળીને ચાલ્યા ગયા. તેમની પાછળ કેટલાક નાગરિકો દૂર ઊભા રહી આ દૃશ્ય જોતા હતા. તેઓ અંદરોઅંદર વાતો કરવા લાગ્યા કે, 'જોયું ? આ ક્ષત્રિય થયા છે ! ગૌબ્રાહ્મણપ્રતિપાળ કહેવડાવવું છે ! ને નાસી જતી ગાયોને રોકી કસાઈઓને સોંપી. આપણે ગાયોને બચાવી હતી, ત્યાં આ કહેવાતા ગૌ-બ્રાહ્મણપ્રતિપાળે તે ગાયોને અટકાવીને કસાઈને સોંપી. આ કળિયુગના ક્ષત્રિય રાજકુમાર ગાયોનું રક્ષણ આમ જ કરે ને ?'

ઉપરના શબ્દો સાંભળતાં જ તે કુમાર વિચારમાં પડ્યો અને વસ્તુસ્થિતિની તપાસ કરવા પોતાના માણસને મોકલ્યો. આ કુમારનું નામ તખ્તસિંહ હતું. તે ઉત્તર ગુજરાતમાં કડી પાસે આવેલ કટોસણ સ્ટેટનાં બાર ગામોના તાલુકદારનો પુત્ર હતો. કટોસણનો નાનકડો તાલુકો હતો છતાં પોતાના કુમારને સારું શિક્ષણ મળે તે માટે ત્યાંના મકવાણા ઠાકોરે કાઠિયાવાડ-ગુજરાત-માં રાજકુમારોના શિક્ષણ માટે પ્રખ્યાત થયેલી એવી રાજકોટની રાજકુમાર કૉલેજમાં શિક્ષણ લેવા કુમારને મોકલ્યો હતો.

ગામડામાં ખુલ્લામાં કુદરતને ખોળે ઊછરેલા કુમારને કૉલેજનું જીવન કંઈક બંધિયાર જેવું લાગતું. એટલે

સવાર-સાંજ કુદરતી હાજતે જવા કૉલેજની બોર્ડિંગના મેદાનમાં તે જતો હતો. અને ક્ષત્રિય ગમે તે કામે જાય છતાં પોતાની જીવનસંગિની તલવાર તો સાથે હોય જ. એટલે એ રીતે આજે વહેલી સવારમાં પોતે કુદરતી હાજતે જઈને આવતો હતો અને ઉપરનો પ્રસંગ બન્યો. કુમારની સાથે તેનો પસાયતો (નોકર) લોટો ઊંચકીને આવતો હતો. તેને તપાસ કરવા મોકલી કુંવર પેલા નાગરિકોની વાતો સાંભળતો ઊભો રહ્યો.

કુમાર તખ્તસિંહની ઉંમર માત્ર સોળ-સત્તર વર્ષની જ હતી. છતાં તેનું મજબૂત કદાવર શરીર જોનારને તેની ઉંમર વીસેક વર્ષની હશે એમ કહી આપતું હતું. તેની હિંમત અને શક્તિ ભલભલા કસાયેલા યોદ્ધાને પણ હંફાવે એવાં હતાં. તે પોતે શિકારનો ખૂબ શોખીન હતો. એકલે હાથે માત્ર બરછી લઈ તે સૂવરનો શિકાર કરતો અને તેમાં બીજા કોઈ પણ માણસની મદદ તે લેતો નહિ. કોઈ વાર સૂવર સાથેની લડાઈમાં તે ઘવાતો પણ ખરો, છતાં સૂવરને ઠાર કર્યા સિવાય તે જંપતો નહિ. એક વાર તો અઢાર મણ વજનના મોટા સૂવરનો તેણે શિકાર કર્યો હતો. આમ તે કુમાર કોઈ જુદી જ માટીમાં ઘડાયેલો માનવી હતો.

તપાસ કરતાં વાત મળી કે સવારના પહોરમાં રાજકોટ શહેરના કેટલાક કસાઈઓ આઠ-દસ ગાયો લઈ બજારમાં થઈ જતા હતા. મહાજને તેની મોં માગી કિંમત આપી તે ગાયો ખરીદી લેવા તેમને જણાવ્યું કે પણ કસાઈઓએ મહાજનની માગણી નકારી. આ રકઝકમાં કેટલાક

કિશોરો અને યુવાનોએ પેલી ગાયોને ભડકાવી નસાડી દીધી એટલે કસાઈઓ તે પકડવા પાછળ દોડ્યા હતા. તેવામાં આ રાજકુમાર કુદરતી હાજતે જઈ સામેથી આવતો હતો. તેણે 'ગાયો રોકજો!' એવો અવાજ સાંભળી ગાયોને રોકી. જેથી કસાઈ લોકો તે ગાયોને વાળીને કસાઈવાડે લઈ ગયા.

હકીકત સાંભળી રાજકુમાર તખતસિંહ વિચારમાં પડ્યા. આજે સવારના પહોરમાં જ ગૌબ્રાહ્મણપ્રતિપાળ હોવાનો દાવો કરનાર એક ક્ષત્રિય રાજાનો પુત્ર થઈ પોતાને હાથે જ નાસી જતી ગાયોને રોકી કસાઈને સોંપી, જેથી આજે ગૌહત્યાનું પાપ માથે ચોંટશે. ક્ષત્રિયપુત્ર માટે તો અજાણતાં પણ ગૌહત્યાનું પાપ ભયંકર મનાય છે તો હવે શું કરવું? ગમે તેવું જોખમ ખેડીને પણ ગાયો છોડાવવી જ જોઈએ–મનમાં એવો પાકો નિશ્ચય કર્યો.

આમ વિચાર કરી પોતે સીધો કસાઈઓની પાસે ગયો. અને આજે આવેલી દરેક ગાયની યોગ્ય કિંમત લઈ ગાયો પોતાને સોંપી દેવા તેમને જણાવ્યું પરંતુ કસાઈઓએ માન્યું નહિ. કુમારે એકેક ગાયની ગમે તેટલી કિંમત આપવા તૈયારી બતાવી પરંતુ કસાઈઓએ ચોખ્ખી ના કહી. કુમારે પોતાની પરિસ્થિતિની ચોખવટ કરી તેમને ઘણા સમજાવ્યા. તેણે કહ્યું : 'મેં અજાણતાં ગાયોને રોકીને તમને સોંપી, તેથી 'કટોસણના રાજકુમારે કસાઈઓના હાથમાંથી નાસેલી ગાયોને પકડી કસાઈઓને સોંપી ગૌવધ કરાવ્યો.' તેવી લોકવાયકા આખાયે શહેરમાં

વાટે ને ઘાટે, ચોરે ને ચૌટે ચાલી રહી છે. માટે ગમે તેટલી કિંમત લઈને પણ ગાયો તમારે મને સોંપવી પડશે.

આમ ઘણું ઘણું કહ્યું, છતાં કુમારની કોઈ પણ વાત તે કસાઈઓએ ગણકારી નહિ. કસાઈઓ પણ હઠે ભરાયા હતા. તેઓ હજારો રૂપિયાથી પણ માને તેમ ન હતું. કુમારે છેવટે આજીજી કરી, પરંતુ તે પણ વ્યર્થ ગયું. મધ્યાહ્ન થવા આવ્યો, પરંતુ કુમારના કોઈ પણ પ્રયત્નો કામિયાબ નીવડ્યા નહિ. આથી કુમાર ખૂબ ચીડાયો. એક તો પોતે બરાબર ભૂખ્યો થયો હતો અને વળી કસાઈઓ કોઈ પણ રીતે માનતા ન હતા. પોતે એક રાજકુમાર હોવા છતાં ખૂબ આજીજી કરી તો પણ કસાઇ-ઓએ જ્યારે માન્યું નહિ ત્યારે છેવટે જીવના જોખમે પણ ગાયોને બચાવવા તે કટિબદ્ધ થયો. કારણ કે—

લાખ ગુમાવી શાખ રાખવી, શાખે મળશે લાખ;
લાખ રાખીને શાખ ગુમાવે, શાખ ગયે સૌ ખાખ.

ગમે તેમ લાખો રૂપિયાની મિલકતનું નુકસાન વેઠીને પણ આબરૂ સાચવવી જોઈએ, પરંતુ મિલકતનું રક્ષણ કરીને આબરૂ જવા દઈએ તો આબરૂ ગયા પછીનું બધું જ નકામું છે.

કુમાર હવે જીવ ઉપર આવ્યો હતો. તેને પોતાના નાકની કિંમત હતી. તલવાર તાણી તે કસાઈઓ ઉપર તૂટી પડ્યો. કસાઈઓ અને કુમાર વચ્ચે એક નાનકડું ધીંગાણું શરૂ થઈ ગયું. એકી સાથે તેણે ત્રણચાર કસા-ઈઓને વધેરી નાખ્યા અને થોડાકને ઘાયલ કર્યા. કસા-

ઈઓ પણ હાથમાં જે આવ્યું તે લઈને કુમારને ઘેરી વળ્યા. પરંતુ સારાયે અંગે ગુસ્સાથી કંપતો કુમાર આજે પોતાના શરીરનું ભાન ગુમાવી બેઠો હતો. તેને તો પોતાનું લોહી રેડીને પણ ગાયોને બચાવવી હતી. એટલે તેના શરીરને થતી ઇજાઓ તો તેના ધ્યાનમાં પણ ન હતી. તેના હાથની તલવાર વીજળીના વેગે એટલી ઝડપથી ફરતી હતી કે તેની સામે કોઈ પણ રીતે ટકી શકાય તેમ ન હતું. છેવટે કસાઈઓ ઘાયલ થઈ ગાયો મૂકીને નાઠા. તેમણે પોતાનો માઢ(પોળ) બંધ કરી દીધો. પણ કુમાર તો હવે મરણિયો થઈ ગયો હતો. તેને પોતાના જીવનની કંઈ જ પરવા ન હતી. તે પણ સારી પેઠે ઘાયલ થયો હતો. આખુંયે શરીર ગુસ્સાથી ધ્રૂજી રહ્યું હતું. આંખો લાલ હિંગળોક જેવી થઈ ગઈ હતી. જાણે ત્રિપુરાસુરનો નાશ કરવા ભગવાન પિનાકપાણિ શંકર તૈયાર થયા હોય તેવો તે દીસતો હતો. તે નાસી જતા કસાઈઓની પાછળ પડ્યો. આથી કસાઈઓ માઢનાં કમાડ બંધ કરી અંદર પેસી ગયા. માઢની નાનકડી બારી ખુલ્લી રહી ગયેલી તે બંધ કરનાર ઉપર પણ તેણે તલવારનો ઝટકો માર્યો. પરંતુ તે ઝટકો પેલા કસાઈએ ચુકાવી દીધો છતાં પણ તેની આંગળીઓ કપાઈ ગઈ અને બારી બંધ કરવામાં આવી. કુમારની તલવારનો ઘા લાકડાના કમાડના ધ્રાંગવા ઉપર અથડાવાથી તલવાર લાકડામાં ઊતરી ગઈ. તેનું નિશાન કમાડના ધ્રાંગવા ઉપર થયું. પછી અનેક જગાએ ઘાયલ થયેલ કુમાર ગાયો વાળીને આવ્યો અને રાજકોટના બજા-

રમાં આવી મહાજનની ઑફિસ આગળ લાવીને છૂટી મૂકી દીધી.

કટોસણના ઠાકોર સાહેબને આ વાતની ખબર પડતાં જ તેમને પોતાના પુત્રના પરાક્રમથી પોરસ ચડયો અને પોતાની જાગીરનાં બારેય ગામોમાં સાકર વહેંચાવી. કુમારની પાસે જઈ ઠાકોર સાહેબે તેને શાબાશી આપી કહ્યું : 'બેટા ! તેં તો આપણી સાત પેઢીઓ ઉજાળી દીધી !' આથી કુમાર ખૂબ ખુશ થયો અને પડેલા ઘાની વેદના વિસરી ગયો.





## સીપોર

અણહીલપુર પાટણમાં મૂળરાજ સોલંકીએ સોલંકી વંશની સ્થાપના કરી અને પાટણની ગાદી ઉપર સોલંકી વંશની સત્તા લગભગ ત્રણ સૈકા એટલે ત્રણસો વર્ષ સુધી ટકી રહી. તે દરમિયાન આબુની પેલી મેરથી ચૌહાણ વંશની એક શાખા કે જે દેવડા શાખા કહેવાય છે તે દેવડા રજપૂતો ગુજરાતમાં આવ્યા હતા. તેમની એક વસાહત ઉત્તર ગુજરાતના વિજાપુર પરગણામાં વસી હતી અને તે જગાએ તેમણે દેવડા ગામ વસાવ્યું હતું કે જે હાલ

મોજૂદ છે. આ દેવડા રજપૂતો ત્યાંની આજુબાજુનાં સ્થળોએ પણ વસ્યા હતા. તેમનામાં એક સિંહ દેવડો નામનો પ્રબળ પરાક્રમી પુરુષ થયો. તેણે એરાણુ પરગ-ણામાં એરાણુથી પૂર્વ તરફ માત્ર ત્રણેક ગાઉ દૂર પોતાના નામ ઉપરથી સિંહપુર કે સિંહપોર ગામ વસાવ્યું પાછ-ળથી તે ગામ સીપોર નામથી ઓળખાવા લાગ્યું.

આ સીપોર ગામ તારંગાના ડુંગરાઓની નજદીકમાં છે અને અહીંથી સાબરમતી નદી થોડેક દૂર જ વહે છે. એટલે આસપાસની જમીન સમૃદ્ધ અને રસાળ હોઈ કુદરતી વનરાજી પણ ખૂબ ગાઢી હતી. પશુઓ માટે ઘાસચારાની પણ ખૂબ સારી સગવડ હતી. એટલે ગામની આબાદી પણ ખૂબ સરસ થઈ અને મોટું ગામ થઈ ગયું.

સિંહ દેવડાએ ત્યાં જોગેશ્વર નામનું તળાવ ખોદાવ્યું હતું અને સિંહપુરેશ્વર મહાદેવની સ્થાપના કરાવી હતી. તળાવની નજદીકમાં દક્ષિણ દિશાએ ટીંબા (ટેકરા)વાળા સ્થાનને હાલ પણ ગઢવાડા તરીકે ઓળખવામાં આવે છે. અને ત્યાં સિંહ દેવડાનું સ્થાન હતું એમ કહેવાય છે.

વિરમગામ પરગણુાના ચુંવાળ પ્રદેશમાં કાલરીગઢ નામના સ્થળે વજેસિંહ સોલંકી નામનો રજપૂત રાજા હતો. તેને સાત સાત રાણીઓ હોવા છતાં પણ નખ્ખોદ જતું હતું. છેલ્લી રાણીને પુત્રી જન્મી. રાણી અને તેની વડારણે (દાસીએ) મળી દીકરીને દીકરો ઠરાવ્યો, અને તે નવજાત દીકરીનું નામ પણ તેજમલ કે તેજપાલ પાડયું.



આ દીકરીને દીકરા તરીકે જ ઉછેરવામાં આવી. આ વાત રાણી અને તેની વડારણ સિવાય બીજું કોઈ જાણતું ન હતું. દીકરા તરીકે ઉછેર પામેલી આ દીકરીનું એક રાજ-કન્યા સાથે લગ્ન કરાવ્યું. કન્યા ઉંમરલાયક થતાં સાસરે આવતાં બધો ભંડો ફૂટી ગયો. પરણીને આવેલી રાજ-કન્યાએ પોતાની માતાને બધી વાત કરી અને ત્યાંથી તે ગુપ્ત વાત રાજકન્યાના પિતાના જાણવામાં આવી આવી ગુપ્ત હકીકત એકદમ જાહેર કરાય નહિ એટલે યુક્તિપૂર્વક કામ લેવાનુ તેમણે વિચાર્યું.

થોડાક દિવસ બાદ કાલરીગઢના રાજકુમાર તેજમલ સોલંકીને તેમના સસરા તરફથી પોતાને ત્યાં પધારવાનું આમંત્રણ આવ્યું. હવે શું થાય? આ ગુપ્ત વાતનો મર્મ કોઈને અપાય તેમ ન હતું. પિતા વજેસિંહ સોલંકી પણ આ વાત જાણતા ન હતા એટલે આખરે તેજમલને ત્યાં જવું પડ્યું સાસરામાં ગયા ત્યાં તેજમલને નાહવા સારુ બહાર ખુલ્લામાં પાણી કાઢી આપ્યું, અને બે પહેલ-વાન જેવા યુવાન નોકરોને નવડાવવા મોકલ્યા; આથી આ તેજમલ કે જે મૂળ સ્ત્રી હતી તે ગભરાઈ અને મનમાં ઇષ્ટદેવનું સ્મરણ કરી પોતાની ઘોડી ઉપર બેસી છટકી ગઈ. કહેવાય છે કે તે રાજમહાલયનો કોટ કુદાવી દૂર દૂર નાસી ગઈ. ઉત્તર ગુજરાતમાં હાલ જ્યાં બહુચરાજી માતાજીનું સ્થાનક છે ત્યાં દશબાર ગાઉ દૂર આવી તેણે વિસામો ખાધો.

નિર્જન વગડામાં તે એક વખડાના ઝાડ નીચે ઊભી

રહી માતાજીનું સ્મરણ કરતી હતી. તેવામાં એક કૂતરી આવી અને તેના દેખતાં પાસેના પાણી ભરેલા મોટા ખાડામાં પડી. નિર્જન વગડામાં અચાનક આવી ગયેલ આ કૂતરી તરફ તેજમલનું ધ્યાન પહેલેથી દોરાયું હતું. થોડી વારે પાણીમાંથી બહાર નીકળતાં કૂતરીમાંથી કૂતરો થઈ ગયેલ જોવામાં આવ્યો. મૂંઝાયેલ તેજમલને વિચાર આવ્યો અને તેણે પોતાની ઘોડીને તે ખાડામાં નવડાવી. તેના આશ્ચર્ય વચ્ચે તે ઘોડીમાંથી ઘોડો થઈ ગયો. આ જોઈને તેણે પણ તેમાં સ્નાન કર્યું. અને તેના અતિ આશ્ચર્ય વચ્ચે પોતાનો નારીમાંથી નરમા પલટો થયેલો નિહાળી માતાજીને શ્રદ્ધાપૂર્વક નમી પડયો. પછી તે ઘોડે બેસી સસરાને ત્યાં જઈ પહોંચ્યો.

આ તેજમલ સોલંકીનો વંશ આજે પણ કાલરીમાં મોજૂદ છે. આ તેજમલ અથવા તેજપાલ સોલંકીની ત્રીજી પેઢીએ થયેલ પુત્રોમાંથી નારણસિંહ અને ગોપાળસિંહ નામના બે ભાઈઓ, ભાઈ-ભાઈની તકરારના પરિણામે જન્મભૂમિનો ત્યાગ કરી પોતાનું નસીબ અજમાવવા ઘોડેસવાર થઈ પૂર્વ તરફના પ્રદેશ તરફ નીકળી પડયા.

ઉત્તર ગુજરાતમાં અણહીલપુર પાટણની આસપાસના પ્રદેશને પાટણવાડો અને વિજાપુરથી હિંમતનગર તરફના સાબરકાંઠાના પ્રદેશને દેહ કહે છે. પાટણવાડાથી અમદાવાદ તરફના પ્રદેશને દંઢાવ પ્રદેશ કહે છે આ દંઢાવ, પાટણવાડા તેમ જ દેહ વચ્ચેના આસપાસના ખેરાળુ પ્રદેશને દોહીતર કે દોઈતર પ્રદેશ કહેવામાં આવે છે.



તે વખતે આ દોહીતર પ્રદેશમાં આ સીપોર ગામ ખૂબ આબાદ હતું, અને ત્યાંના ખેડૂતો તેમ જ વાણિયા મહાજનો ખૂબ સુખી હતા. ગામ વસ્યે લગભગ પાંચસો વર્ષ વહી ગયાં હતાં અને ઉત્તરોત્તર ગામ આબાદ થતું ગયું હતું. તે વખતે આ સીપોર ગામમાં આંજણા-ચૌધરી ખેડૂતોની મોટી વસતી હતી. આ કાળ ગુજરાતમાં અંધાધૂંધીનો કાળ હતો. મારે તેની તલવારનો યુગ હતો. આ ધરતી ઉપર કેટલાયે વારાફેરા થઈ ગયા હતા. એટલે આ ગામે આ આંજણા ચૌધરીઓનું ખૂબ જોર હતું. આસપાસનાં ગામોની વસતી આ લોકોથી ડરતી અને દબાતી હતી. તેમાંયે તે લોકોનો આગેવાન અખેરાજ કે અખો પટેલ નામનો ચૌધરી તો ખૂબ માથાભારે હતો. તેનો લોકો ઉપર ખૂબ કડપ અને દાબ હતો. સામાન્ય માણસો તો તેનાથી ખૂબ ડરતા હતા. કારણ, લોકોને અનેક પ્રકારે તે સંતાપતો હતો.

ધન, યૌવન ને ઠાકરી, તા ઉપર અવિવેક;
યે ચારો ભેળાં હુવાં, અનરથ કરે અનેક.

ધન, યુવાની અને સત્તા એકઠાં થતાં જો તેની સાથે અવિવેક આવે છે તો તે ચારે ભેગાં થઈને ખૂબ ત્રાસ વરતાવે છે.

એ પ્રમાણે આ અખેરાજ ચૌધરી સારી એવી જમીન ધરાવતો માલદાર સુખી ખેડૂત હતો. વળી તેની પાસે ભેંશો અને બળદ વગેરેનું સારું એવું પશુધન પણ હતું.

આમ તે પૈસેટકે સુખી અને ગામનો મોટો આગેવાન હતો, આથી ધન, યૌવન અને સત્તાથી તે છકી જઈ અનેક તોફાનો કરતો હતો. ગામના લોકોમાં કોઈ તેની સામે ઊંચી આંખ કરે તેવું હતું નહિ. તેણે પોતાના કેટલાયે વિરોધીઓને યમસદન પહોંચાડયા હતા. આથી કોઈ તેનું નામ લઈ શકયું ન હતું. બાંધે એને બાંધે અને છોડે એને છોડે એવો તેનો કડપ હતો. લોકો તેનાથી વાજ આવી ગયા હતા.

મહાજન પણ તેનાથી અકળાતું હતું. હમણાં જ એક ગરીબ માણસના ખેતરમાં તેની ઘોડીએ નુકસાન કરવાથી ઠપકો આપવા જતાં ગરીબ માણસોને તેણે એવો તો મરણતોલ માર મારેલો કે જે બાબતમાં મહાજન વચ્ચે પડતાં મહાજનનું પણ તેણે સખત અપમાન કર્યું હતું. અને પેલા ગરીબ માણસનું કરુણ મોત થતાં આખાયે ગામમાં ત્રાસ ત્રાસ વરતાઈ ગયો હતો. તેવામાં આગળ જણાવેલ નારણસિંહ અને ગોપાળસિંહ નામના બે સોલંકી રજપૂતભાઈઓ આ ગામે આવી પહોંચ્યા. સાંજના પહોરે આવી પહોંચેલ આ અજાણી બાંધવ બેલડીને જોઈ મહાજનના શેઠે આવકાર આપ્યો અને પૂછપરછ કરતાં તેઓ પોતાનું ભાગ્ય અજમાવવા આ બાજુ આવ્યાનું જણાયું.

મહાજનના આગેવાનોએ તેમને આ અખેરાજ ચૌધરીના ત્રાસની વાત કરી. આ અખેરાજ ચૌધરીએ હવે તો માઝા મૂકી હતી. એટલે કોઈ પણ હિસાબે તેનો



ફેંસલો કરવાની જરૂર હતી અને આમાં મહાજન ઉપરાંત ગામના અન્ય આગેવાનો પણ સંમત હતા એટલે તે કામ આ બે રજપૂત ભાઈઓએ માથે લીધું. તેમણે બે ચાર દિવસ ગામમાં રહી તે અખેરાજ ચૌધરીની હિલચાલ તપાસી. પછી તેમણે તે કામ માટેની વ્યૂહરચના ગોઠવી. તે અંગે બંને ભાઈઓ બહારગામ તારંગાના ડુંગરો તરફ ગયા અને મહાજન તરફથી સંકેત મળતાં એક રાતે તેઓ ગામની સીમમાં આવી સંતાયા.

જેઠ માસની અમાવાસ્યાની કાજળ ઘોર અંધારી રાત્રિ હતી. ગામને માથે જાણે રાત્રિનો અંધકાર ઢબુરાઈ ગયો હતો. માથે મધરાતનો વિંઝણો ઢળવા લાગ્યો. તે વખતે આ કાજળકાળી રાત જાણે સોડ તાણીને ઘોરવા માંડી હોય તેમ લાગતું હતું. ઓછામાં પૂરું કાળના ભયંકર કાફલા જેવાં ઘટાટોપ કાળાં વાદળોથી આભ જાણે કે ઢબુરાઈ ગયું અને આ સીપોર ગામને માથે ભયંકર ઘોર અંધારું છૂટાઈ ગયું. રાત ભેંકાર લાગતી હતી. ગામમાં સોપો પડી ગયો હતો. ઝાડ, પાન, જળ વગેરે બધાં જ જંપી ગયાં હતાં તેવે વખતે આ બન્ને રજપૂત ભાઈઓ જમીનમાંથી કોઈ ભૂતાવળ પ્રગટી નીકળે તેમ પોતાના સંતાયેલા સ્થાનમાંથી નીકળી કાળના ઓળાની માફક ગામના ભયંકર માથાભારે માનવી અખેરાજ ચૌધરીના વાડામાં પ્રવેશ્યા. વાડાના ઢળિયામાં સૂતેલા તે માનવીને જગાડી પડકાર્યો. જાગતાંની સાથે પોતાની સામે ઊભેલા આ યમદૂત જેવા કાળઝાળ માનવીઓને જોઈ તે જરા ગભરાયો. પરંતુ તરત

જ ખાટલામાં પડેલું ધારિયું ઉઠાવી ગોપાળસિંહ ઉપર તેનો ઘા કર્યો પરંતુ ગોપાળસિંહે એકદમ પાછા ખસી જઈ ઘા ચુકાવી દઈ તલવારના એક ઝટકે તેનું માથું કાપી નાખ્યું નારણસિંહે અખેરાજની મદદે આવેલા તેના સાથીદારને ઠેકાણે કર્યો. આમ કામ પતાવી બંને ભાઈઓ ત્યાંથી નીકળી ઘોડેસવાર થઈ પલાયન કરી ગયા. કારણ કે તેના બીજા માણસો જાગી ગયા હતા અને હોકારા પડકારા થવા લાગ્યા હતા.

અખેરાજને મારી બંને ભાઈઓ તારંગાના ડુંગરોમાં સંતાઈ ગયા. અખેરાજના કુટુંબીઓ તેમજ તેના મળતિયાઓએ આ ખૂનીઓની તપાસ કરી, ઘણાયે ધમપછાડા માર્યા, પણ તેના મારનારને તેઓ હાથ કરી શકયા નહિ. છેવટે સર્વે ઠંડા પડયા ગામમાં શાંતિ થઈ ગઈ. ગામ હવે નિરાંતના શ્વાસ લેવા માંડયું.

આમ અખેરાજ ચૌધરીનું કાસળ નીકળી ગયું અને તેને મારનાર રજપૂતો તારંગાના ડુંગરે ભેગા થઈ ગયા. એટલે ગામના મહાજનને બન્ને બાજુની શાંતિ થઈ ગઈ.

ચોમાસું બેઠું. વરસાદ સારો વરસ્યો એટલે લોકો ખેતીમાં જોડાઈ ગયા. હવે કોઈ અખેરાજને કે તેના મારનાર રજપૂતોને યાદ કરતું ન હતું.

આમ ને આમ ત્રણેક માસ સુધી આ બન્ને ભાઈઓ તારંગાના ડુંગરાઓમાં રહ્યા અને સીપોરના મહાજનને સંદેશાઓ કહેવડાવતા છતાં મહાજન તરફથી તેમની કામગીરીની કંઈ કદર કરવામાં આવી નહિ. આથી કંટાળીને



આ રજપૂત ભાઈઓએ એક દિવસ સીપોરના સીમાડામાં આવી, ગામનું ખાડું ચરતું હતું ત્યાં પહોંચી જઈ મુખ્ય મુખ્ય આગેવાનોની ભેંસોનાં પૂછડાં કાપી નાખ્યાં, અને ખાડું ચારનાર રબારી સાથે કહેવડાવ્યું કે: 'અમારો કંઈક નિકાલ કરવામાં આવશે નહિ તો છેવટે અમારે તમારે માટે આના કરતાં વધુ ત્રાસદાયક ઉપાય યોજવા પડશે.'

ભેંસોનાં પૂછડાં કપાયેલાં જોઈ તથા ઉપર મુજબનો સંદેશો સાંભળી ગામના આગેવાનો ગભરાયા. આવી આ રજપૂત બાંધવ બેલડી સાથે સુલેહ કરવા માટે સંદેશા મોકલી તેમને ગામમાં બોલાવવામાં આવ્યા અને ગામ તરફથી તેમને નવસો વીઘાં જમીનનો વાંટો આપવામાં આવ્યો. હાલ આ સોલંકી બંધુઓના વંશનાં લગભગ વીસેક ઘર સીપોરમાં છે.

અખેરાજના મરણ પછી આ ગામે વાણિયા મહાજનનું સારું એવું વર્ચસ્વ હતું. ગાયકવાડી રાજ્યના અમલમાં મુખીપણાનાં મત્તામાં એક મત્તું વાણિયાનું પણ આ ગામે હતું, અને અહીંના વાણિયા મુખી કુબેર ગમજી શેઠ એક નામાંકિત મુખી થઈ ગયા. તેમના વખતમાં ગામના સીમાડાની તકરાર ઉપસ્થિત થવાથી આસપાસનાં ગામોના આગેવાનો એકઠા થયા.

સીપોરના મુખી શેઠ કુબેર ગમજીને ગામનો સીમાડો

નક્કી કરવા પસંદ કરવામાં આવ્યા કારણ, આસપાસનાં ગામોમાં તેમની પ્રામાણિકતા અને નીડરતાની સારી છાપ હતી. તે વખતના રિવાજ મુજબ સીમાડો નક્કી કરનાર માણસે ઢોરનું આળું ચામડું માથે ઓઢવું પડતું. આથી શેઠ કુબેર ગમજીએ તે વખતે માથે ઢોરનું આળું ચામડું ઓઢી ગામનો સીમાડો નક્કી કરી આપ્યો હતો. હાલના સીપોર ગામનો સીમાડો તે વખતે તેમણે આંકેલી હદ પ્રમાણેનો હોવાનું કહેવાય છે.



## વાસણિયા મહાદેવ

વામ ઉમા અમલા જટા, ઉર કર ઉરગ અનૂપ;
શીશ શશી ચરચી ભસમ, જય જય શંકર રૂપ.

ડાબી બાજુએ ઉમિયાજી અને જટા ઉપર નિર્મળ પવિત્ર એવાં ગંગાજી છે. હાથ અને છાતી ઉપર સાપ, મસ્તક ઉપર ચંદ્ર અને શરીરે ભસ્મ ધારણ કરેલી છે એવા હે શંકર ! તમારો જય થાઓ.

આજથી કેટલાંક વર્ષો પર જગતનો ત્રાતા કહેવાતો

કણબી કોમની મોટી વસ્તી રાંધેજા ગામમાં હતી. આ રાંધેજા ગામ કલોલ–વિજાપુર રેલવે ઉપર મોટું સ્ટેશનવાળું ગામ છે. તેમાં તે કોમના એક તદ્દન સાદા અને ભોળા સ્વભાવના ભવાનદાસ નામના ખૂબ ધર્મશ્રદ્ધાળુ ગૃહસ્થ રહેતા હતા તેઓ ધર્મ ઉપર ખૂબ આસ્થાવાળા અને સદાશિવ શંકરના ભક્ત હતા. પોતાને ઘેરથી કોઈ પણ ભગત-ભિખારુ ખાલી હાથે જાય તે તેમને ગમતું નહિ. એટલે તેમનું ઘર સદાવ્રતના સ્થાન જેવું જણાતું. તેઓ ગોપાલનના ખાસ હિમાયતી હતા. દરેક હિંદુએ ગાયો પાળવી જ જોઈએ અને સવારના પહોરમાં ઊઠીને પવિત્ર ગાયોનાં દર્શન કરવાં જ જોઈએ એમ તે પરમ શ્રદ્ધાથી માનતા. તેઓ દરરોજ સવારમાં ઊઠતાં જ પ્રથમ ગાય-માતાનું મોઢું જોઈને જ બીજા કોઈનું મોઢું જોતા. આટલી બધી તેમને ગાય ઉપર શ્રદ્ધા હતી. આથી તે પોતાને આંગણે સારી એવી સંખ્યામા ગાયો રાખતા. બધી યે ગાયો તેમને પ્રાણથી પ્યારી હતી. ઘેર તેમનાં પત્ની અને ઘરમાં બીજા માણસો ગાયોની સારી માવજત કરતાં. છતાં સાંજે દરેક ગાયના ઉપર પોતાનો મમતા-ભર્યો હાથ તે ફેરવતા અને તેમને દોવરાવવી, વાછરડાં ધવરાવવાં, ચારપૂળો નીરવો વગેરે કામ ઉપર પોતાની પ્રત્યક્ષ દેખરેખ રાખતા. બધી ગાયોમાં તેમને પોતે નાન-કડી વાછરડીમાંથી ઉછેરીને મોટી કરેલી એક ગોરી ગાય ખૂબ જ પ્રિય હતી. પોતાના ખાવાના ઉપયોગમાં પણ તે ગાયનું જ દૂધ લેવાનો આગ્રહ રાખતા. તે ગાય ટંકે



પંદર રતલ દૂધ આપતી હતી.

આવી તે ગવરી ગાય આજે છેલ્લા ત્રણ દિવસથી બિલકુલ દૂધ આપતી ન હતી. કોઈ દોહી લેતું હોય તેવો વહેમ જતો હતો. આ માટે તેમણે ગાયો ચારનાર રબા-રીને પૂછયું પરંતુ સંતોષકારક જવાબ મળ્યો નહિ બીજે દિવસે તપાસ રાખવા માટે પોતાના એક માણસને જંગ-લમાં મોકલ્યો હતો. તો પણ ગાયના અડાણમાં ટીપુંયે દૂધ ન હતું.

આનું શું કારણ હશે? કંઈ ચમત્કાર હશે કે શું? તેનો તેમને ખૂબ વિચાર થતો. ગાય એવી સુલક્ષણા હતી કે બીજી વખત વિયાય ત્યાં સુધી દૂધ આપતી હતી. જયારે ત્રણ દિવસથી એક ટીપું પણ દૂધ મળતું ન હતું. આનું કારણ કંઈ સમજાતું ન હતું. રાત્રે પથારીમાં પડયા. પણ તેમને નિદ્રાદેવી પ્રસન્ન થયાં નહિ. ગાયના સંબંધમાં તેમને અનેક વિચાર કરતાં લાગ્યું કે જરૂર કોઈ દેવનો ચમત્કાર હોવો જોઈએ. તે સિવાય આવું બને નહિ. આથી બીજે દિવસે સવારે ગાયની સાથે પોતે જંગલમાં જવું એવો નિશ્ચય કર્યો. સવારમાં વહેલા ઊઠીને નિત્યકર્મથી પરવારી ગાયની પાછળ પાછળ તે ચાલ્યા. જંગલમાં ગાય ચરવા ગઈ અને રાંધેજાથી ઉત્તરે બે માઈલ દૂર હાલ જ્યાં વાસણ ગામ છે તેની આસપાસ તે વખતે મોટું જંગલ હતુ. વાસણ ગામની જગાએ વાસજી રબારીનો નેસ હતો. તેના નામ ઉપરથી જ પાછળથી ત્યાં વસેલા ગામનું વાસણ નામ પડયું. વાસણ રબારી મોટો માલ-

ધારી હતો. આસપાસનાં ગામોનાં પશુઓ પણ આ જંગલમાં ચરવા આવતાં.

તે જંગલમાં ચરતાં ચરતાં પટેલની આ ગવરી (ગોરી) ગાય એક જાળામાં પેઠી અને થોડોક સમય થયો છતાં પણ તે જાળામાંથી ગાયને બહાર નીકળતી ન જોવાથી પટેલે તે જાળામાં પ્રવેશ કર્યો તો જુદો જ દેખાવ નજરે પડ્યો. ગાય પોતાના પાછલા બે પગ પહોળા કરી એક ખાડા ઉપર ઊભી હતી અને તેનાં ચારે આંચળોમાંથી જેમ કોઈ દૂધ દોહતું હોય તેમ દૂધ ઝરતું હતું. આ જોઈ પટેલ આશ્ચર્ય પામ્યા. તેમને આ જગ્યાએ જરૂર કંઈ ભેદ હોવો જોઈએ તેમ લાગ્યું. ગાયને હાકોટો કરી ત્યાંથી હાંકી, પરંતુ ગાય તે ખાડામાં ઊતરી પડી અને પૂરેપૂરું દૂધ ઝરી ગયું પછી જ ત્યાંથી નીકળી. ખાડામાં તેમણે તપાસ કરી પરંતુ કંઈ જણાયું નહિ. આથી તે થોડાક નિરાશ થયા અને તે જગા સંબંધી વિચાર કરતા કરતા સાંજના ગાયને લઈ વિદાય થયા.

રાત્રે ઘેર આવી જમીને પથારીમાં પડ્યા ત્યારે પટેલને ગાય અને આજે પોતે દેખેલા ચમત્કારના જ વિચાર આવવા લાગ્યા. પરંતુ કેમે કર્યું સમાધાન થાય જ નહિ. એમ વિચારમાં ને વિચારમાં ક્યારે નિદ્રાવશ થયા તે ખબર પડી નહિ, પરંતુ ઊંઘમાં તેમને સ્વપ્ન આવ્યું અને સ્વપ્નમાં ભગવાન શંકરે એક ત્રિશૂળધારી બાવાના સ્વરૂપે દર્શન આપ્યાં. આથી પટેલ તરત જાગી ગયા. પરંતુ કંઈ ન દેખવાથી ફરી પાછા ઊંઘી ગયા તો તેમને



ફરી સ્વપ્ન આવ્યું અને અવાજ સંભળાયો કે—'ભક્તરાજ! તારી ગૌસેવા અને ભક્તિથી હું પ્રસન્ન થયો છું. જે જગાએ તારી ગાયનું દૂધ ઝરી ગયું હતું તે જગાએ હું જમીનમાં દટાયેલો પડ્યો છું અને તેની ખાતરીમાં તે ખાડામાં તારી ગાય ઊતરી પડવાથી તેના પગની ખરીનું નિશાન મારા ઉપર થયેલું છે એ એંધાણી જોવાથી ખાતરી થશે. આ ખાડામાંથી સજીવન પાણીનો એક તદ્દન ધીમો પ્રવાહ કાયમ નીકળ્યા કરશે. તે જગાએ તું મારું મંદિર બંધાવ.'

આ પ્રમાણે ભગવાન શ્રી સદાશિવ શંકરની આજ્ઞા સાંભળી તે જાગી ગયા અને મંદિર બંધાવવાનો નિશ્ચય કર્યો. પરંતુ પોતાની સ્થિતિ સાધારણ હતી. ઢોરઢાંખર અને થોડીક જમીન હતી પણ પાસે રોકડ જેવું કંઈ ન હતું તેથી તે વિચારમાં પડ્યા. પરંતુ બીજી રાત્રે ફરી સ્વપ્નમાં ભગવાન શંકરે આજ્ઞા આપી કે 'પૈસાની કંઈ ચિંતા તું કરીશ નહિ. તું તે જગાએ જઈ તારો મુકામ નાખ. તે ખાડાની પૂર્વ દિશામાં સહેજ ઉત્તરમાં પીપળાનું ઝાડ છે. તેની નીચે તારી બેઠક રાખજે. એ બેઠકમાં તારા આસન નીચેથી રોજ મજૂરોને આપી શકાય તેટલા દામ તને મળી રહેશે. તું આમ કામ શરૂ કર. પછી મંદિર બાંધવા માટે સલાટ, કડિયા વગેરે કારીગરો એની મેળે આવી પહોંચશે. માલસામાનની ચિંતા પણ કરીશ નહિ.'

આ સાંભળી ભોળા હૃદયના ભવાનદાસ ભગતે પોતાનું ઘરબાર, જમીન વગેરે છોકરાઓને ભળાવી વાનપ્રસ્થાશ્રમ

સ્વીકાર્યો અને સ્વપ્નમાં આદેશ મળ્યા મુજબ તે જગાએ જઈ મુકામ નાખ્યો. ખાડામાં તપાસ કરાવી તો મહાદેવજીના લિંગ ઉપર જ ગાયની ખરીનું નિશાન બરાબર પડેલું હતું અને નીચેથી થોડું થોડું પાણી લિંગની નીચે થઈ ઉપર ઝરતું હતું.

મંદિરનું કામ શરૂ કર્યું. આસપાસનાં ગામડાંના લોકો મજૂરીએ આવવા લાગ્યા. કેટલાક દિવસ આ કામ ચાલ્યું અને દરરોજ સાંજે આ ભવાનદાસ પટેલ, કે જે હવે ભગવાં કપડાં પહેરતા હતા અને લોકો તેમને ભાવનાથ નામથી સંબોધતા હતા તે, પોતાના આસન તરીકે પાથરેલા શણના કોથળા નીચેથી પૈસા ગણી મજૂરોને તેમની મજૂરી આપતા હતા. આ જોઈ મજૂરીએ આવનાર કેટલાક માણસોની વૃત્તિ બગડી. તે પીપળાના ઝાડ નીચેના આસનવાળી જગાએ વધુ ધન હોવાનો તેમને વહેમ ગયો. આથી રાત્રે ત્યાં આવ્યા અને તે જગા ખોદી જોઈ પરંતુ આખી રાત મહેનત કરવા છતાં એક પૈસો પણ હાથ લાગ્યો નહિ. બીજે દિવસે કામ શરૂ થયું તેમાં આ રાતવાળા માણસો પણ મજૂરીએ આવ્યા હતા. તેમને સાંજે મજૂરી ચૂકવતી વખતે શેઠે બમણા દામ આપ્યા. આથી તે વિચારમાં પડ્યા. તેમણે કારણ પૂછતાં ભક્તરાજ ભાવનાથજીએ કહ્યું કે, 'તમે બમણી મજૂરી કરેલી છે તેથી બમણા દામ આપ્યા છે.' આથી તે મનમાં સમજી ગયા અને શરમાયા.

આ વાત લોકોમાં ફેલાતાં દૂરદૂરથી લોકો આવવા



લાગ્યા. એક વખત કોઈ મોટો ધનવાન ગૃહસ્થ આવી ચડ્યો અને તેણે કેટલોક માલસામાન મોકલાવ્યો. કેટલાક હોશિયાર કડિયા, સલાટો પણ આવી પહોંચ્યા અને ભગવાન શ્રી શંકરનું મંદિર ઝપાટાબંધ બંધાવા લાગ્યું. પછી તો કોણ માલસામાન મોકલે છે અને કોણ પૈસા મોકલે છે તેનું ઠેકાણું જ રહ્યું નહિ. આમ સાત મજલાવાળું અને ગોળ ફરતી સીડીવાળુ ભગવાન ચંદ્રમૌલિ શ્રી વૈજનાથ મહાદેવનું સુંદર શિવાલય તૈયાર થયું. ભક્તરાજ ભાવનાથજીએ પોતાનું શેષ જીવન ત્યાં જ ભગવાન શંકરની સેવામાં વિતાવ્યું છેવટે જે જગા પર તેમની બેઠક હતી ત્યાં જ તેમણે સમાધિ લીધી. હાલ તે જગાએ તેમની દહેરી છે અને તેમાં તેમના પગલાં છે. તે મંદિર આજના વાસણ ગામ અને ઉનાવા ગામની વચ્ચે વગડામાં આવેલા વાસણિયા વૈજનાથ મહાદેવનું મંદિર.

હાલ આસપાસના સેવાભાવી માણસોએ મંદિરનું સમારકામ કરાવ્યું છે. મંદિરમાંથી એક તૂટેલો શિલાલેખ મળ્યો છે તેમાં—

ભાવનાથ એમને સમાધ સં. ૧૦૧ માં
લીધી તે સમાધીનો જીરણોદ્ધાર
આંબાજી ભગવંતે સં. ૧૯૪૩

ઉપર પ્રમાણે અક્ષરો વંચાય છે. સં ૧૦૧ પછીનો ૧ થી ૯ અને શૂન્ય સુધીનો કોઈ આંકડો હોવો જોઈએ તેમ લાગે છે. એ તરફનો બાકીનો થોડોક ભાગ તૂટી

ગયેલો જણાય છે. આ ઉપરથી જણાય છે કે અગિયારમા સૈકાની શરૂઆતમાં ભાવનાથજીએ ત્યાં સમાધિ લીધી હશે અને શિવાલય દશમા સૈકામાં બાંધવામાં આવ્યું હશે. મહાદેવના મંદિરની આસપાસ કમ્પાઉન્ડમાં મોટી વિશાળ પડાળીઓ છે અને યાત્રાળુઓને ઊતરવા માટે સગવડ છે. શ્રાવણ માસના સોમવારે અનેક ભક્તો ત્યાં યાત્રાએ આવે છે. વાસણ ગામ મહેસાણા જિલ્લાના કલોલ તાલુકાનું ગામ છે. કલોલ–વિજાપુર રેલવેમાં વાસન સ્ટેશન. તે સ્ટેશનથી આ સ્થળ માત્ર એક જ માઈલ દૂર વગડામાં છે. આજે પણ કોઈને બાળક જીવતાં ન હોય અથવા બાળક ન હોય તો તેમની મનોકામના ભગવાન શંકર પૂરી કરે છે



## રૂપાબાઈ

સં. ૧૮૮૪ની એક શરદપૂર્ણિમાની દૂધમલ રાત્રિએ વરોડા ગામના સેંધવ કુળના એક નાડોદા રજપૂત ખેડૂતને ત્યાં એક કન્યારત્નનો જન્મ થયો. જન્મેલી બાળકીનું સૌન્દર્ય શરદપૂર્ણિમાની ચંદ્રિકાના જેવું જોનારને મુગ્ધ કરે તેવું હતું. સાક્ષાત્ જોગમાયા લક્ષ્મીજી જ જાણે સદેહે પુત્રીરૂપે અવતર્યાં હોય તેવું તો તેનું રૂપ હતું. ટૂંકા ટચૂકડા નાના નાના હાથપગ અને વિશાળ ભાલપ્રદેશ. પોપટની ચાંચ જેવી તો અણિશુદ્ધ નાસિકા. મૃગોને પણ ભુલાવી દે તેવી વિશાળ આંખો અને તે આંખોમાં ચળકતું કોઈ અનેરું અપાર્થિવ તેજ. પરવાળા જેવા તો લાલ ચટકદાર હોઠ. આમ રૂપરૂપના અંબાર જેવી નાજુક નમણી દેહયષ્ટિ એવી દેદીપ્યમાન અને કમળના ફૂલ જેવી સુકોમળ દીકરીનું રૂપ જોઈ માતા તો ગાંડી ને ઘેલી થઈ જતી. પિતા પણ માનતા કે પોતાને ત્યાં સાક્ષાત જોગમાયા અવતર્યાં છે, તે સિવાય આવું રૂપ હોય નહિ. માતાપિતા પૂર્ણ શ્રદ્ધાળુ હોઈ આવતા-જતા સાધુ-સંતોની પોતાનાથી બનતી સેવા કરતાં અને તેમના જ પ્રતાપે આવું કન્યારત્ન

પ્રાપ્ત થયું છે એમ માનતાં.

તે પૂરી એક વર્ષની થઈ એટલે જ્ઞાતિના રિવાજ પ્રમાણે તેને તેના જેવડા જ એક છોકરા સાથે પરણાવી દેવામાં આવી. તે પાંચ વરસની થઈ ત્યાં સુધી માતાનું ધાવણ છોડયું જ નહીં. ધાવતી જ રહી. ધાવણ છોડાવવા માટે બીજું કંઈ તેને આપવામાં આવે તો તે ફેંકી દેતી પણ ધાવણ છોડતી નહિ. પરંતુ કમનસીબે તે પાંચ વર્ષ પૂરાં કરે તે પહેલાં તેની માતા આ લોક તજી પરલોક સિધાવી. અધૂરામાં પૂરું, માતાના મરણ બાદ થોડા જ વખતમાં પિતાજી પણ પરલોક સિધાવ્યા. માતાના મરણ બાદ થોડો વખત અનાજ-દૂધ લીધાં પણ પછી તેનો પણ તેણે ત્યાગ કર્યો. ભાભી હતી, પરંતુ તેની આ પાંચ વર્ષની નણંદ ખાય છે કે ભૂખી રહે છે તેની તેને કંઈ પડી ન હતી. અને છોકરી પણ માતાના મરી ગયા પછી ઘરમાં ઝાઝો સમય ટકતી નહિ. પોતાને ખાવા મળેલો રોટલો પણ બહાર લઈ જઈ કોઈ ગરીબ ગુરબાને આપી દેતી. ગામના પાદરમાં આવેલ ખોડિયાર માતાના સ્થાનકમાં જઈ આખો દિવસ પલાંઠી વાળી આંખો મીંચી બેસી રહેતી અને હાથના ચાળા કરતી. આથી નાનાં છોકરાં તેને 'રૂખી ગાંડી! રૂખી ગાંડી!' કહી ખીજવતાં. પણ તે તરફ તેનું કંઈ ધ્યાન જતું નહિ. ગામમાં આવેલા મંદિરમાં પણ રોજ જતી અને હનુમાનજી આગળ એક પગે ઘણા સમય સુધી ઊભી રહેતી અથવા પ્રદક્ષિણા એટલી બધી વાર ફરતી કે મંદિરના બાવાને આ નાનકડી છોકરીની વયના પ્રમાણમાં



શારીરિક શક્તિ માટે અચંબો થતો.

કેટલાક સમય બાદ રૂખીની માસી તેની ખબર કાઢવા આવી અને તેણે ચોકસાઈથી તપાસ કરી તો માલૂમ પડયું કે આ છોકરી કંઈ જ ખાતી નથી અને એકાંતમાં બેસી રહી કોઈ વાર હસે છે, રડે છે અથવા ચાળા કરે છે, તેથી એને ચોક્કસ કોઈ વળગાડ વળગ્યો છે. આ વાત તેણે જાહેર કરી અને વળગાડમાંથી મુક્ત કરવા પોતાને ઘેર લઈ જઈ ભૂવા-જતિને બોલાવી ખૂબ દોરા-ધાગા કરાવ્યા, પણ કંઈ વળ્યું નહિ. છેવટે અનાયાસે આવી પડેલા એક સંતપુરુષ પાસે તેને લઈ ગયા તો તેમણે આ છોકરીને બરાબર તપાસી કહ્યું: આ બાઈ તો કોઈ સમર્થ ભક્ત છે. તે ભક્તિ કરે છે, માટે જેમ કરે છે તેમ કરવા દો. તેને કોઈ અડચણ કરશો નહિ. આથી બધાં શાંત પડયાં અને રૂખીબાઈ તકલીફોમાંથી મુક્ત થયાં.

જ્યારે તેને બાર વર્ષ પૂરાં થઈ તેરમું વર્ષ બેઠું ત્યારે તેના સાસરેથી આણું આવ્યું, પરંતુ આ બાઈએ તો શરમ છોડી દઈ મીરાંની માફક ચોખ્ખા શબ્દોમાં જણાવ્યું કે 'હું તો શ્રી રઘુનાથજીને પરણી છું. મારે સાસરે આવવું નથી. લ્યો તમારાં લૂગડાંલત્તાં.' આમ કરી તે એકાંતમાં જઈ ધ્યાન ધરવા બેસી ગઈ. તેને ઘણું ઘણું સમજાવી, ધાકધમકી આપી પણ કંઈ વળ્યું નહિ.

ભગત બીજ પલટે નહિ, જુગજુગ જાય અનંત;
ઊંચનીચ ઘર અવતરે, તોય સંત કો સંત.

કોઈ ભક્ત આત્મા ગમે ત્યાં જન્મે તો તે બદલાતો નથી. તે ઊંચ કે નીચ કોમમાં અવતરશે તો પણ સંત-પુરુષ જ થશે.

*

આજે રાધનપુર સ્ટેટના નવાબ સાહેબ પાસે એક આશ્ચર્યકારક કેસ આવ્યો હતો. એની ચર્ચા આખાયે રાધનપુર શહેરના લોકોમાં ચોરેચૌટે અને વાટે ને ઘાટે થઈ રહી હતી. અત્યાર સુધી આવા પ્રકારનો કેસ નવાબ સાહેબ પાસે આવ્યો ન હતો એટલું જ નહિ, પણ રાધનપુર રિયાસતના દફતરે આવા પ્રકારનો કેસ કદી નોંધાયેલો ન હતો.

આ રાજ્યના ખેન્ડીઆલી ગામના એક નાડોદા રજપૂતે નવાબ સાહેબની હજૂરમાં ફરિયાદ કરી હતી કે પોતાના પુત્રને વરોણા ગામે જ્ઞાતિ રીતરિવાજ પ્રમાણે નાનપણમાં પરણાવ્યો હતો, તેની પત્ની રૂખીબાઈને તેનાં પિયરિયાં મોકલતાં નથી. અને બાઈ પાસે એમ કહેવડાવે છે કે–'હું તો શ્રી રઘુનાથજીને પરણી છું. તમે તમારે બીજે સ્થળે તમારા પુત્રને પરણાવો.' આવડી મોટી ઊછરેલી કન્યા બીજે લેવા જઈએ તો અમને મોટો ખર્ચ થાય તેમ છે. માટે તેનાં પિયરિયાંને ફરજ પાડી અમારી પુત્ર-વધૂ અમને અપાવો.

ફરિયાદીની ફરિયાદ સાંભળી નવાબ સાહેબે તેની તપાસ કરવાનું કામ પોતાના દીવાન શ્રી ગોપાલરાયજીને



સોંપ્યું. દીવાન ગોપાલરાયજીએ બાઈનાં પિયરિયાંને બોલાવી તપાસ કરી તો કંઈ ચમત્કાર હોવાનો ભાસ થયો. તેથી તે બાઈને તેડવા ગાડી મોકલી. બાઈ આ વખતે તેર વર્ષની ઉમ્મરની હતી. તેને દીવાનસાહેબે પોતાના રહેઠાણમાં એક જુદી ઓરડીમાં ઉતારો આપ્યો.

લોકોને જ્યારે આ ચમત્કારિક બાઈ આવ્યાની ખબર પડી એટલે તે તેર વર્ષની બાળા આગળ લોકો ટોળેટોળાં સાકરના પડા, શ્રીફળ અને કંકુ લઈ જવા લાગ્યાં લોકો ભેટ–વસ્તુઓનો ઢગલો કરવા લાગ્યાં પરંતુ તે તરફ કોઈ પણ જાતનું ધ્યાન આપ્યા વગર તે બાળા માત્ર ભગવાનનું સ્મરણ કર્યા કરે. લોકોને તેની જીભ જ હાલતી જણાય. એવામાં બે ઉચ્ચ ખાનદાનની ભગવદ્‌ભક્ત સ્ત્રીઓ આવી. બાળાએ તેમને આવકાર આપ્યો અને પોતાની પાસે બેસાડી ભગવદ્‌ભક્તિ સંબંધી વાતો કરવા લાગ્યાં.

રાત્રે આઠ વાગે તેમણે દીવાન ગોપાલરાયજીને કહેવડાવ્યું કે, 'પોતે અહીં રહી શકશે નહિ. જ્યાં એકલી સ્ત્રીઓવાળું મકાન હોય ત્યાં એકાંતમાં રહેવાની ગોઠવણ કરી આપો.' આથી દીવાન સાહેબે તે પ્રમાણે ગોઠવણ કરી આપી. પેલી બે સ્ત્રીઓને તેમની તપાસ માટે અને સેવાકાર્ય માટે તેમની સાથે રહેવાની ગોઠવણ કરી દીધી. આ પ્રમાણે રાતે તેમના એકાંત આવાસમાં રહેતાં અને સવારે સ્નાનપૂજા કરી પુરુષના જેવું ઊભું શ્રીવૈષ્ણવ તિલક કરી દીવાન સાહેબને ત્યાંથી ગાડી આવતી તેમાં બેસીને જતાં. ગામની શ્રદ્ધાળુ સ્ત્રીઓ બધી ગાડી પાછળ ભજન-

કીર્તન કરતાં કરતાં જતી.

બે માસ સુધી તેમની પૂરી તપાસ રાખી. પરંતુ રૂખીબાઈ કોઈ પણ જાતનો ખોરાક કે દૂધ જેવું પીણું પણ લેતાં ન હતાં તેમ ઝાડે-જંગલ પણ જતાં નહિ. તેમને નિદ્રા પણ આવતી ન હતી. જ્યારે જુઓ ત્યારે તેમની આંખો ખુલ્લી જ હોય. આથી દીવાન સાહેબને તેમજ બીજાઓને લાગ્યું કે બાઈ કોઈ અવતારી આત્મા છે. એટલે તેમનાં સાસરિયાંને આ બાઈને મુક્ત કરવા હુકમ ફરમાવ્યો.

નવાબ સાહેબ મુસલમાન હતા તો પણ તેમને આ બાઈ પ્રત્યે ખૂબ શ્રદ્ધા ઉત્પન્ન થઈ. દીવાન સાહેબને તો તેમણે બે-ચાર પરચા પણ આપ્યા હતા. તેમના એક-બે દુઃસાધ્ય વ્યાધિઓ પણ તેમણે સહજ ઇશારાથી મટાડી દીધા. આથી લોકો તેમને 'માતાજી'ના વહાલસોયા નામથી ઓળખવા લાગ્યા.

નવાબ સાહેબની સહાયતાથી દીવાન સાહેબે માતાજીને તેમના વતનમાં શ્રી રઘુનાથજીનું મંદિર બંધાવી આપ્યું અને તેમની ઇચ્છાનુસાર સદાવ્રત ચાલુ કરી આપ્યું. વળી મંદિરના નિભાવ માટેની પણ સારી વ્યવસ્થા કરી આપી અનેક માનવીઓ માતાજીનાં દર્શને વરેણા જવા લાગ્યાં અને માતાજી પણ કોઈ કોઈ વાર દીવાન કે નવાબની વિનંતીથી રાધનપુર આવી જતા અને ભજનકીર્તન કરી ચાલ્યાં જતાં.



બડા બડાઈ ન કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસે ના કહે લાખ હમારા મોલ.

તેમના પ્રશંસકો તથા ભક્તોને શ્રાવૈષ્ણવ બનવાની ખૂબ ઇચ્છા હતી. પણ પોતે જ્ઞાની છે એવું તે કદી કહેતા નહિ અને તેથી તેમણે કોઈને શિષ્ય બનાવ્યા નહિ. પરંતુ ઉત્તરાખંડમાંથી ગરુડધ્વજ આવશે એવી આગાહી કરી અને તેમની આગાહી મુજબ થોડાક જ સમયમાં ઉત્તરમાંથી શ્રી રામાનુજ સંપ્રદાયના એક આચાર્ય શ્રી ગરુડધ્વજાચાર્યજી રાધનપુર પધાર્યા અને તેમણે રામાનુજ સંપ્રદાયનું જ્ઞાન તમામ ભક્તોને આપ્યું.

શ્રી માતાજી રૂખીબાઈની પ્રેરણાથી દીવાન શ્રી ગોપાલરાયજી રાધનપુરની દીવાનગીરી છોડી દઈ કંઈ ધાર્મિક કારણસર પાટણ ગયા, માતાજીને પણ સાથે લઈ ગયા. ત્યાં જોધપુરથી દીવાન બનવાના આમંત્રણ સાથે રસાલો આવેલો જણાયો. આમ માતાજીની પ્રેરણાથી ને કૃપાથી તેમને જોધપુર સાથે લઈ ગયા.

ગોપાલરાયજી સાથે માતાજી જોધપુર ગયાં. ત્યાંથી તેમણે ચારે ધામની યાત્રાએ નીકળી, દ્રાવિડ દેશમાં ઘણો સમય રહી, ત્યાંની ભક્તિનો રસાસ્વાદ ચાખ્યો અને જોધપુર આવી આખાયે રાણીવાસની તમામ રાણીઓને ઉપદેશ આપી મદ્ય-માંસ વગેરે છોડાવી પોતાની શિષ્યાઓ બનાવી. તે રાણીઓએ પવિત્ર સરસ્વતી નદીને કિનારે સિદ્ધપુરમાં તેમના આરાધ્યદેવ શ્રી રાજગોપાલના નામથી શ્રી રાજગોપાલ મંદિર પોતાના તરફથી બંધાવી આપ્યું. હાલ પણ તે મંદિર સિદ્ધપુરમાં બિંદુ સરોવર રોડ ઉપર આવેલું છે.



## રાવ શૂરસિંહજી

દાતા ન જુએ ટીપણું, શુકન ન પૂછે શૂર !
મરણાને મંગળ ગણે, સમર ચડે મુખ નૂર !

વિક્રમની સોળમી શતાબ્દીના અંત ભાગમાં જેસલમેરના યદુવંશી મહારાજા પાસે રાવ દેવીદાસ નામના એક બ્રહ્મભટ્ટ રાજકવિ તરીકે રહેતા હતા. તે ખૂબ વિદ્વાન, બહાદુર અને ચારિત્ર્યશીલ હોઈ પાછળથી રાજ્યના દીવાન બન્યા હતા. રાજ્ય તરફથી તેમને આંતરોલની જાગીર બક્ષિસ તરીકે આપવામાં આવી હતી. આ પરથી તેમના



વંશજો આંતરોલિયા રાવ કહેવાયા.

રાવ દેવીદાસ ખૂબ જ નિખાલસ અને પવિત્ર હૃદયના હતા. એક વખત રાજ્યના અગ્રગણ્ય સરદારો અને અધિકારીઓ રાજમહેલમાં એકઠા થયા હતા અને અલકમલકની વાતો ચાલતી હતી ત્યારે મહારાજાને ખુશમિજાજમાં જોઈ એક સરદારે કોઈ સ્ત્રી સંબંધે વાત શરૂ કરી રાજ્યના સેનાપતિએ પણ એમાં સૂર પુરાવતાં રાવ દેવીદાસનો અભિપ્રાય પૂછવામાં આવ્યો. રાવજીને આવી વાતો ગમતી નહિ. પરન્તુ સેનાપતિએ પરાણે તેમને વાતમાં ખેંચતાં, તેમણે જણાવ્યું કે—

પરઘરની તરુણી ભલે કંચનવરણી શરીર,
મનહરણી તરુણી નહિ તો કરણીમેં તકસીર.

પારકા ઘરની સ્ત્રી ભલે ખૂબ સૌંદર્યવાન હોય તો પણ તેને મા-બહેન સમાન ગણવી જોઈએ. આપણી પોતાની પત્ની આપણા મનનું હરણ કરે તેટલી સૌંદર્યવાન ન હોય તો તે આપણા કર્મની ગતિ સમજવી.

તેમની આવી વાતથી સરદાર તેમજ સેનાપતિને ખૂબ ખોટું લાગ્યું, કારણ તેમને તો પોતાની વાતના સમર્થનમાં રાવજીનો અભિપ્રાય જોઈતો હતો. આથી લાગ મળતાં મહારાજાને કાનભંભેરણી કરવાનું તેઓ ચૂકતા નહિ. મહારાજા પણ દારૂની બદીમાં ફસાયેલા હતા જ અને તેમને ચારિત્ર્યની ખાસ કિંમત હતી નહિ. છતાં રાવજી તો એવી નિર્ભયતાથી પોતાનું કામકાજ કરતા

હતા કે મહારાજાનું વર્તન જો બરાબર ન લાગે તો તેમને પણ ઠપકો આપતાં ચૂકતા નહિ.

એક વાર મહારાજાએ કંઈ પણ કારણ વગર એક ગરીબ બ્રાહ્મણની જાગીરનું ગામ જપ્ત કર્યું. રાવજીએ મહારાજાને ઠપકો આપી તેની જાગીર પરત આપવા ખૂબ કહ્યું પણ મહારાજાએ તેમનું કથન માન્યું નહિ. બીજી એક વખત એક ગરીબ પ્રજાજનની ખૂબસૂરત દીકરીને મહારાજાના માણસો રાજમહેલમાં ઉપાડી લાવેલા અને તે બાઈએ આપઘાત કરેલો ત્યારે પણ રાવજીએ મહારાજાને ઠપકો આપતાં મહારાજાને તેમની સાથે અણબનાવ થયો. રાજા સાથે આમ અણબનાવ હોય પછી નોકરીનો અર્થ શો? આથી તેમણે દીવાનગીરીનું રાજીનામું આપ્યું. મહારાજાએ કંઈ પણ આનાકાની વગર તે સ્વીકારી લીધું. આવા રાજાના રાજ્યમાં રહેવું યોગ્ય નહિ, એમ માની રાવજી પોતાના રસાલા સાથે જેસલમેરથી નીકળી ગયા.

પાછળથી મહારાજાને ખૂબ પસ્તાવો થયો. આવો વિદ્વાન કવિ પોતાના રાજ્યમાંથી જાય એટલે અન્ય રાજ્યોમાં જેસલમેર રાજ્યની બેઆબરૂ થયા વગર રહે નહિ. આમ વિચારીને મહારાજાએ તુરત એક મોટા અધિકારીને તેમને મનાવી લાવવા થોડાક માણસો સાથે મોકલ્યો. પરંતુ રાવજીને એટલું બધું માઠું લાગ્યું હતું કે તેમણે પાછા વળવા સ્પષ્ટ ના પાડી.

અહીં શહેરના અગ્રગણ્ય શહેરીઓ તેમજ રાવજીના



પ્રશંસક એવા કેટલાક સરદારો વગેરે તરફથી મહારાજા ઉપર દબાણ કરવામાં આવ્યું કે રાવ દેવીદાસ જેવો વિદ્વાન માણસ બીજા રાજ્યમાં જઈ રહે તો આપણી આબરૂ ધૂળમાં મળે, માટે કોઈ પણ હિસાબે તેમને મનાવી લાવવા જોઈએ. મહારાજા પણ આથી હઠે ભરાયા કે ગમે તેમ કરીને પણ રાવજીને પાછા વાળી લાવવા. અને એ માટે સેનાપતિને સર્વ સત્તા આપી.

સેનાપતિ રાવજીનો અંદરખાનેથી વિરોધી હતો. રાવજી માને તો ઠીક, નહિ તો કેદ પકડીને પણ જેસલમેર લઈ આવવા તે કટિબદ્ધ થયો, અને સૈનિકો તથા સાધનો સહિત નીકળી પડયો. દરમિયાન રાવજી ગુજરાતમાં અવી પહોંચ્યા હતા.

મહેસાણા જિલ્લાના વિજાપુર તાલુકાનું હાલ જ્યાં હીદ્રોલ ગામ આવેલું છે ત્યાં રાવજીનો સેનાપતિને ભેટો થયો. સેનાપતિએ પ્રથમ તો રાવજીને પાછા વળવા સમજાવ્યા, પરંતુ તે કોઈ પણ હિસાબે પાછા વળવા તૈયાર ન થતાં તે તેમને કેદ કરી લઈ જવા તૈયાર થયો. બંને પક્ષો વચ્ચે હાલ જ્યાં હીદ્રોલ ગામના સીમાડામાં ચિત્તલ નામની તલાવડી છે ત્યાં ધીંગાણું થયું જેમાં રાવજી પોતાના તમામ સાથીદારો સાથે કામ આવ્યા. સેનાપતિ પક્ષે પણ સારી એવી ખુવારી થઈ છતાં રાવજીને પરત લઈ જવાનો તેમનો હેતુ સર્યો નહિ. પોતાને હાથે આટલા બધા બ્રહ્મભટ્ટોની હત્યાના વહોરવા પડેલા પાપનો પશ્ચાત્તાપ કરતાં તે વિદાય થયો. રાવજી જ્યાં પડયા ત્યાં

એક દહેરી બનાવવામાં આવી. હાલ પણ તે દહેરી ‘ ગણેશ દહેરી ’ તરીકે ઓળખાય છે.

આ ધીંગાણામાં માત્ર રાવજીનાં એક સગર્ભા પત્ની અને તેમના બે ભાઈઓ બચી ગયા હતા. તેઓ ત્યાંથી નીકળી હાલના કલોલ તાલુકાના લીંબોદરા ગામે ગયાં. અહીંના દરબારશ્રી વાઘેલા રજપૂત હતા. તેમના તરફથી માન સાથે તેમનો રહેવાનો બંદોબસ્ત કરાવી આપવામાં આવ્યો.

પરંતુ અહીં તે બાઈને ફાવ્યું નહિ એટલે પોતાનાં ઇષ્ટ દેવીની સ્તુતિ કરી તેમની આજ્ઞા માગી સૂઈ ગયાં. રાત્રે હરિસિદ્ધ માતાજીએ સ્વપ્નમાં દર્શન દઈ થોડે દૂર આવેલા પૂંધરા ગામે પટેલ ગણેશદાસ મુખીને ત્યાં જવાની આજ્ઞા આપી. વળી માતાજીએ આ બાબતની એંધાણી તરીકે તે ગણેશ પટેલના મકાનમાં મેડા ઉપર રાખવામાં આવેલાં વાસણોની ઉતરડમાં ઘડાની નીચે મૂકેલી ત્રાંબાની ખાલી ચરુડી( દેઘડી )માં ઘાટડી, શ્રીફળ અને કંકુ વગેરે મળશે તેમ જણાવ્યું.

સવારમાં ઊઠી માતાજીની આજ્ઞા મુજબ તે બાઈ પોતાના ભાઈઓને લઈ પુંધરા ગામે ગયાં અને ગણેશ પટેલના ઘેર જતાં સ્વપ્નમાં જણાવ્યા મુજબ ઘાટડી, શ્રીફળ વગેરેનો પરચો પૂર્યો. આ ચમત્કાર જોઈ ગામમાં તેમના રહેઠાણ સંબંધે બંદોબસ્ત ગામના મુખીમતાદારો તરફથી કરવામાં આવ્યો. બાઈને ત્યાં થોડા વખત પછી દીકરો જન્મ્યો જેનું નામ શૂરસિંહ રાખવામાં આવ્યું.



માતાજીની કૃપાથી અહીં શૂરસિંહની માતાએ કેટલાક ચમત્કારો બતાવતાં પૂંધરાથી વેડા તરફની સીમની કેટલીક જમીન તેમને ગામ તરફથી બક્ષિશ આપવામાં આવી.

અહીં રહી આ બ્રહ્મભટ્ટકુમાર શૂરસિંહ નાના પ્રકારની બાળચેષ્ટાઓ કરતો ઊછરવા લાગ્યો. પરંતુ તે એટલો બધો તોફાની હતો કે તેનાં તોફાનોથી ગામના લોકો ત્રાસ પામી ગયા. કિશોરાવસ્થા વટાવી જતાં તો તે ભલભલાને ગાંઠતો નહિ. આથી ગામના કેટલાક આગેવાનોએ અમદાવાદના તે વખતના સુલતાન મહમદ બેગડાને ત્યાં ફરિયાદ કરી કે ‘ આ બારોટે તો પાડો પાખર્યો છે, એવાં એનાં તોફાન છે.’

સુલતાન મહમદ બેગડા તરફથી અમદાવાદ હાજર થવા સારુ કુમાર શૂરસિંહ તરફ ફરમાન છૂટ્યું. પટેલોએ સુલતાનને ફરિયાદ કરેલી તે વાત કુમાર શૂરસિંહના જાણવામાં આવેલી હતી જ, એટલે તેમની ફરિયાદ પ્રમાણે કુમાર શૂરસિંહ ‘ પાડો પાખર્યો છે ’ એ કથન સાબિત કરવા એક ભયંકર પાડાને પકડી લાવી તેના ઉપર સવાર થઈ અમદાવાદ પધાર્યા. ભય જેવી વસ્તુ તો તે જાણતા જ ન હતા, એટલે નિર્ભય રીતે તે સુલતાનના દરબારમાં હાજર થયા.

સરકારી અધિકારીએ રાવ શૂરસિંહજી પાડા ઉપર સવારી કરી આવેલ છે તે વાત સુલતાનને કરી. સુલતાને કારણ પૂછ્યું. કુમાર શૂરસિંહજીએ ગામલોકોએ જે પ્રકા-

રની ફરિયાદ કરી હતી તે ખોટા ન પડે માટે પાડા ઉપર સવારી કરીને આવેલ છે એમ જણાવી પેલો ભયંકર પાડો સુલતાન બહાદુરને બતાવ્યો. સુલતાન તે ભયંકર મહિષ અને કુમારની બહાદુરી, હિંમત અને ચપળતા જોઈ ખુશ થયો.

દરબારમાં કુમારે પોતાની વિદ્વત્તાનો પણ પરિચય આપ્યો. થોડાક દિવસ અમદાવાદમાં માનભેર રહ્યા. પછી સુલતાન બહાદુર તરફથી તેમને રાજકવિ તરીકે સન્માનવામાં આવ્યા અને વેડાદેવડાના વાટાની ૧૨૦૦ વીઘાં જમીન જાગીર તરીકે આપવામાં આવી.

આમ જેસલમેર રાજ્યમાંથી આંતરોલની જાગીર તજી ગુજરાતમાં આવેલા જેસલમેર રાજ્યના દીવાન અને રાજકવિ રાવ દેવીદાસજીના આ પનોતા પુત્રે ગુજરાતમાં વેડાદેવડાની જાગીર મેળવી. રાવ શૂરસિંહજીના પ્રપૌત્ર રાવ રાવળસિંહનાં ધર્મપત્ની દેવી રાજબા પોતાના પતિની પાછળ વિક્રમ સંવત ૧૬૮૭ની સાલમાં વેડા ગામે સતી થયાં હતાં, જેમની દહેરી હાલ વેડા ગામની સીમમાં પશ્ચિમે આવેલી છે. સંવત ૧૯૯૮ માં તેનો જીર્ણોદ્ધાર કરાવવામાં આવ્યો છે. આજે વેડા અને દેવડા ગામના જે બ્રહ્મભટ્ટો છે તે બધા યે ઉપર્યુક્ત રાવ શૂરસિંહજીના વંશજો છે.



## રૂપાનાં કડલાં

'ગમાનસંગ ઠાકોરનું ઘર કયું ?' એમ પૂછતાં પૂછતાં એક સ્ત્રી અને પુરુષ ઠાકરડા વાસમાં દાખલ થયાં ગમાનસંગની પત્ની રેશમે બહાર નીકળી આગંતુક સ્ત્રી-પુરુષને આવકાર આપ્યો. ગોરમટી માટીથી સુંદર ઓકળીઓ પાડી લીપેલા પડથાર ઉપર ખાટલો ઢાળી આપ્યો. આગંતુક મહેમાન ઠાકોર ગુમાનસંગના ભાઈબંધ હતા તે ગુમાનસંગનો મંદવાડ સાંભળી દૂર દૂરથી તેને જોવા આવ્યા હતા. મહેમાનની પત્નીના પગમાં સુંદર રૂપાનાં કડલાં જોઈ રેશમને પણ તેવાં કડલાં પહેરવાનું મન થઈ આવ્યું પોતાને માટે કડલાં કરાવવા માટે તેણે અગાઉ પોતાના પતિ સમક્ષ બેચાર વખત સવાલ નાખી જોયો હતો. પરંતુ હજુ સુધી કડલાં પહેરવાનો લહાવો તેને મળી

શક્યો ન હતો આથી મહેમાનના ગયા પછી રેશમે મહેમાનની વહુના પગમાં હતાં તેવાં કડલાં પહેરવાની જીદ લીધી.

ગમાનસંગ એક સાધારણ સ્થિતિનો માણસ હતો. પરંતુ ભયંકર ચોર તરીકે તેને આખોયે પંથક ઓળખતો હતો તે ભયંકર સાહસ ખેડીને મોટી મોટી ચોરીઓ કરતો હતો, પરંતુ બધા જ ચોરોની જેમ છેવટે તેની પાસે કંઈ જ બચતું નહિ. બે–ત્રણ માસથી પોતે બીમાર હતો. હમણાં થોડા વખતથી જ આરામ થયો હતો. વળી પહેલાંના જેટલું કૌવત આવ્યું હોય તેવો વિશ્વાસ તેને બેસતો ન હતો. તેવી પરિસ્થિતિમાં પણ રેશમે મહેમાનની પત્નીના પગમાં કડલાં જોઈ તેવાં કડલાં પોતાને માટે લાવવાની હઠ પકડી, તે તેને ગમ્યું નહિ પરંતુ કહો ભલા, સ્ત્રીની હઠ આગળ કયો પુરુષ હાર પામ્યો નથી ? ગમાનસંગે પણ થોડા વખતમાં તેને સુંદર કડલાંની જોડ લાવી આપવાનું વચન આપ્યું. પરંતુ તેનાં વચનને અત્યારે માનવા રેશમ તૈયાર ન હતી. તે એવા વાયદાથી તો ધરાઈ ગઈ હતી આથી તેની આ હઠથી પ્રથમ તો ગમાનસંગ ઠાકોરને ખૂબ ગુસ્સો ચઢ્યો, પરંતુ તેણે પોતાના બેત્રણ માસના મંદવાડ વખતે પ્રેમથી અથાગ મહેનત લઈ કરેલી ચાકરીનું દૃશ્ય ઠાકોરની નજર આગળ આવ્યું અને પોતે ગમ ખાઈ ગયા. કોઈ જગ્યાએથી ચોરી કે લૂંટનો માલ આવી મળતાં પોતે તરત જ કડલાં લાવી દેશે એમ સોગંદપૂર્વક જણાવી તત્કાળ પૂરતી રેશમને શાંત પાડી.



થોડાક સમય બાદ એક દિવસ રેશમ બીજે ગામ મરણ પ્રસંગે મહોલ્લાની બીજી સ્ત્રીઓ સાથે ગયેલી તે સારા સમાચાર લાવી. તે ગામના એક સારી સ્થિતિના આંજણા કણબીની દીકરીનું આણું આવેલું હોઈ, બીજે દિવસે સવારે દીકરીને વળાવવાની હતી. પુષ્કળ દાગીના પહેરીને ફરતી તે છોકરી રેશમના જોવામાં આવી હતી.

તેણે પગમાં ત્રણ શેર ત્રણ શેર વજનનાં તો સુંદર રૂપાનાં કડલાં પહેરેલાં હતાં. તે કડલાં રેશમને ખૂબ ગમી ગયાં. તે ફળિયામાં થઈને આવતાં તે છોકરીનું ઘર વગેરે રેશમે જોઈ લીધું, અને બીજી જરૂરી માહિતી પણ મેળવી લીધી. પછી ઘેર આવી તમામ હકીકત પોતાના પતિને કહી અને તે છોકરીનાં રૂપાનાં કડલાંની જોડ પોતાને લાવી આપવાનું કહ્યું.

ઠાકોર ગમાનસંગ એક નામીચો ચોર હતો. સૌ તેને ઓળખતા. પરંતુ તે એટલો બાહોશ અને હિંમતબાજ હતો કે હજુ સુધી કોઈ વખત તે પકડાયો ન હતો. અને એમ ને એમ મુદ્દામાલ વગર ખાલી શક ઉપર તેને પકડવાની તો કોઈ અમલદારની પણ હિંમત ન હતી. આવો ભયંકર તે ચોર હતો. અગાઉ જીવસટોસટની હિંમત દાખવીને તેણે ભયંકર ચોરીઓ કરી હતી એટલે આ બાબત તો તેને માટે તદ્દન સામાન્ય હતી. તેણે સાંજના બીજી મેળવવા જેવી બાતમી મેળવી લીધી અને મધ્યરાત્રિ પછી તે આંજણાના ફળિયામાં દાખલ થયો.

ફળિયામાં દાખલ થતાં જ તેણે જોયું તો લગભગ

૫૦ થી ૬૦ ખાટલાઓ બહાર ફળિયામાં ઢાળીને માણસો સૂઈ રહ્યા હતા તે વટાવીને જાય તો જ પેલી છોકરીની પાસે પહોંચી શકાય તેમ હતું. હવે કઈ રીતે ત્યાં પહોંચવું તેનો વિચાર કરતાં ગમાનસંગને એક યુક્તિ સૂઝી આવી. તરત તે નીચે જમીન સરસો ઊંધો સૂઈ ગયો અને સાપની પેઠે પેટે ઘસડાતો ઘસડાતો એક ખાટલા નીચેથી બીજા ખાટલા નીચે થઈને છેક મકાન સુધી પહોંચી ગયો.

ઉનાળો હોવાથી ચાલુ સાલે નવા જ કરાવેલા મકાનનાં બારણાં ખુલ્લાં મૂકીને તે છોકરી સૂઈ ગઈ હતી મકાનની અંદર બીજું કોઈ હતું નહિ મકાન એક જ ખંડનું હતું. આથી અંદર દાખલ થઈ તે છોકરી ઊંઘી ગઈ છે કે કેમ તેની ખાતરી કરી, કમાડ વાસી તે છોકરીના ખાટલા તળે પેસી ગયો. પછી સાચવીને તેણે ખાટલાનું પાંજેઠ (ખાટલાનો પગ તરફનો દોરડાથી બાંધેલો ભાગ) કાપી નાખ્યું. આથી ખાટલો ઢીલો પડયો અને તે બાઈના પગનાં રૂપાનાં કડલાં નીચેની બાજુ લટકવા લાગ્યાં. પછી સાચવીને બે હાથેથી એકદમ આંચકો મારીને તેણે બન્ને કડલાં ખેંચી લીધાં

અચાનક સાવચેતીથી આંચકો મારીને કડલાં ખેંચેલાં હોવાથી તે બાઈને કંઈ જ ખબર પડી નહિ. પછી કડલાંને કમરે બાંધેલી ભેટમાં ઘાલી દઈ સાચવીને ખાટલા નીચેથી તે નીકળવા માંડયો; પરંતુ ઉતાવળથી નીકળતાં કમનસીબે તેનો બરડાનો ભાગ ખાટલાને અડકયો અને તેથી ખાટલો હાલી ઊઠયો. આમ ખાટલો એકદમ હાલવાથી તે બાઈ



જાગી ગઈ. અને જેવો ગમાનસંગ ઊભો થઈ ખાટલા નીચેથી બહાર નીકળવા જાય છે તેવી જ તેણે ખાટલામાંથી ઊભી થઈ તેને પાછળથી બાથ ભીડાવી.

ગામડાની આ ખેડૂતકન્યા વીસ બાવીસ વર્ષની ઉંમરની અને પડછંડ દેહધારી હતી. ગામડાના ખેતીના ધંધામાં તેનું શરીર પણ સારી પેઠે કસાયેલું હતું. એટલે તે સહેજ પણ મચક આપે તેવી ન હતી. આ બાજુ ઠાકોર ગમાનસંગ મૂળ માંદગીમાંથી ઊઠેલો હોઈ તેનાથી છોકરીના પંજામાંથી છટકી શકાય તેમ ન હતું. તેણે છૂટવા માટે ઘણાં વલખાં માર્યાં. પણ તે બાઈની બાથમાંથી છૂટી શકયો નહિ. તે દરમિયાન બાઈની બૂમો સાંભળી બહાર સૂતેલાં માણસો પણ જાગી ગયાં અને હથિયાર લઈ બારણાં આગળ એકત્ર થઈ ગયાં. હોકારા પડકારા થવા લાગ્યા. આથી ગમાનસંગ જોર કરી તે બાઈને ધક્કા મારીને પછીત તરફ ઘસડી ગયો અને છોકરીએ તેને પાછળથી બાથ ભીડાવી હોવાથી તેમાંથી છૂટો થવા, વારંવાર પછીત સાથે તે છોકરીને અફાળવા લાગ્યો. પરંતુ તે બાઈના હાથની પકડમાં તેના બંને હાથ આવી ગયેલા હોવાથી તેમાંથી છૂટવાનો કોઈ પણ ઉપાય કારગત નીવડયો નહિ. છેવટે પોતાની તમામ તાકાતથી તેણે થોડાક આગળ આવી, જોરથી પાછા પડી તે છોકરીનું માથું પછીતની દીવાલ સાથે જોસથી ભટકાવ્યું. આથી છોકરીને તમ્મર આવવાથી પકડ જરા ઢીલી પડી અને તે તકનો લાભ લઈ તેણે પોતાનો એક હાથ છૂટો કર્યો અને છૂટા થયેલા હાથેથી

ભેટમાં ખોસેલો છરો કાઢી પેલી છોકરીના પેટમાં ખોસી દીધો. અચાનક છરો વાગતાં જ હાથ છૂટી ગયા અને તે છોકરી તરત નીચે પડી પછી ગમાનસંગે છૂટા થઈ ભેટ બરાબર બાંધી, થોડી વાર થાક ખાધો.

તે દરમિયાન બહારની બાજુએ હોકારા પડકારા ચાલુ હતા. પરંતુ ઠાકોર ગમાનસંગે તો નિર્ભયતાથી તે ઓરડાનું બરાબર નિરીક્ષણ કર્યું. એક જૂના વખતની તલવાર લટકાવેલી જોઈ તરત જ તલવાર ઉતારી ખુલ્લી કરી હાથમાં લીધી અને કમાડ પાસે જઈ સાંકળ ઉઘાડી એક કમાડ ઉઘાડી નાખ્યું અને બીજા કમાડની પાછળ ઊભો રહ્યો. બહાર ઊભેલા માણસો ઘણા હોકારા કરતા હતા, પરંતુ અંદર જવાની કોઈની હિંમત ચાલી નહિ. આથી થોડી વાર થાક ખાઈ એકદમ એક હોકારો કરતાની સાથે તે ઉઘાડી તલવારે બધાની વચ્ચેથી દોટ કાઢીને નીકળી ગયો.

બધાનાં ઉગામેલાં હથિયાર એમ ને એમ હાથમાં જ રહ્યાં અને ઠાકોર ગમાનસંગ વચમાં થઈ પસાર થઈ ગયો પરંતુ માઢ આગળ આવતાં જ માઢનાં કમાડ બંધ કરેલાં જોયાં આથી જરાક તે ગભરાયો તો ખરો, પરંતુ તરત તેના ફળદ્રુપ ભેજામાં એક યુક્તિ સૂઝી આવી. તલવાર વરંડામાંથી બહાર ફેંકી દઈ, વરંડાના કોટને પકડી કૂદકો માર્યો પરંતુ જેવો તે કૂદકો મારવા જાય છે તેવો જ પાછળથી એક માણસે આવી તેનો પગ પકડ્યો. હવે તે બરાબર સપડાયો. પરંતુ આ તો ઠાકોર ગમાનસંગ હતો. તરત સમયસૂચકતા વાપરી બૂમ પાડી



બોલી ઊઠયો : 'ઓ મારા સાળા ડુખાડયો ?' આ શબ્દો તેના મોઢામાંથી અચાનક એવા તો સ્વાભાવિક રીતે નીકળ્યા કે પેલા માણસે તરત તેના પગ છોડી દીધા અને બીજેથી પકડવા જાય છે એટલામાં તો ગમાનસંગ કોટ કૂદી પેલી બાજુએ પડયો. અને પછી તો વગડામાં નાનાં નાનાં ઝાડવાં ને બાંટવાંમાં સંતાકૂકડી રમતો દોડવા લાગ્યો.

એ દરમિયાન મહોલ્લાના કેટલાક યુવાનો માઢનાં કમાડ ઉઘાડી તેની પાછળ પડયા. ગમાનસંગ થાકી ગયો હતો. છતા પાછળ પડેલાને હંફાવવા દોડયે જતો હતો. આમ દોડતાં દોડતાં તેણે જોયું તો એક યુવાન તો લગભગ તેની નજદીક આવી ગયો હતો. હવે શું કરવું ? ધીમે ધીમે તેમની વચ્ચેનું અંતર ઓછું થતું હતું અને બીજા કેટલાક પાછળ આવતા હતા. વિચાર કરવાનો પણ સમય ન હતો. જે પળ જતી હતી તે ખૂબ જ કીમતી હતી.

દોડતા દોડતા જ ઠાકોર ગમાનસંગના ફળદ્રુપ ભેજામાં વિચાર ઝબકયો અને નિમિષ માત્રમાં જ તેણે પોતાના ભેટમાંથી પેલાં બે કડલાં પૈકી એક કડલું કાઢયું અને તરત પાછળ આવતા યુવાનના માથામાં તાકીને માર્યું. કડલું લમણામાં વાગતાં જ પેલો યુવાન એક તીર જેટલો ઊંચો ઊછળીને ભોંય પર પડયો. પાછળ આવનાર બધાયે યુવાનો તેની સેવાશુશ્રૂષામાં ગૂંથાયા અને એક કડલું લઈ ઠાકોર ગમાનસંગ પાંચ સાત માઈલની ખેપ

ફરી રાત્રિ પૂરી થતાં પહેલાં ઘેર આવી ગયા.

કેટલાક વખત પછી તેમણે એક કડલામાંથી બે કડલાં કરાવી પોતાની ઘરવાળીની હઠને સંતોષી. રેશમ પણ તે રૂપાનાં કડલાં પહેરી આનંદમાં રાચવા લાગી.

પણ તે કડલાં માટે શું શું બન્યું હતું તેની તેને પરવા ન હતી. માનવીને પોતાના આનંદ આગળ બીજાની ક્યાં પરવા હોય છે? પરંતુ ઠાકોર ગમાનસંગે ત્યાર પછી ચોરીનું કામ છોડી દીધું. આશાભરી યુવાન બાળાનું કમકમાટીભર્યું ખૂન પોતાને હાથે થયું હતું, તેનો તેને ખૂબ અફસોસ થયો. વારંવાર તે ભયંકર દૃશ્ય તેની નજર સમક્ષ તરવરવા લાગતું. આમ તો તેના હાથે કેટલાંયે ખૂનો થઈ ગયાં હતાં, પરંતુ આ યુવતીનું ખૂન થયા પછી તેણે ભયંકર કાર્યો ત્યજી દીધાં. તે હંમેશાં ઉદાસ રહેતો અને પોતાનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવા લાગ્યો. તે પછી તે ખેતીમાં સખત મહેનત કરવા લાગ્યો અને બાકીનો સમય ભગવાનની માળામાં જ વિતાવવા લાગ્યો. આમ આ પ્રસંગે તેનો અંતરાત્મા જગાડ્યો હતો—તેનો માંહ્યલો જાગ્યો હતો.






## કે'તરા જાજો

મીઠપવાળાં માનવી, કદી મ પત્તી જાય;
મોર કંઠ મધુરા લવે, સાપ સપૂચ્છા ખાય.

મીઠું બોલનાર કપટી માણસોનો કદી વિશ્વાસ રાખવો નહિ; કારણ કે મોરનો કંઠ કેટલો મધુર હોય છે છતાં તે સાપ જેવા ભયંકર ઝેરી જીવને પણ મારી નાખે છે

એક નાનકડું એવું ગામ હતું. તેમાં રબારીઓની

કરી રાખિવી વસ્તી હતી. રબારી કોમ એટલે પશુપાલન કરનારી કોમ. પશુપલાનનો જ ખાસ એમનો ધંધો. અગાઉ તો તેઓ ગાયો એકલી જ પાળતા જેથી ભગવાન શ્રી કૃષ્ણના વખતમાં ગોપાલ કહેવાયા અને તે ઉપરથી અપભ્રંશ રૂપે ગોવાળ કહેવાયા. પરંતુ વખત જતાં ગાયો સાથે ભેંસો અને ઘેટાં–બકરાંનું પણ પાલન કરવા લાગ્યા. બધાં પ્રાણીઓમાં બકરાં રાખવાનું ખૂબ સહેલું ગણાતું. કિંમત પણ બકરાંની ઓછી અને તેના ખોરાકનો ખર્ચ જરાયે ન આવતો. કારણ, અગાઉની ચરિયાણની જમીનો તદ્દન ઓછી થઈ એટલે ગાયો–ભેંસો ચારવાનું મુશ્કેલ બન્યું. પરંતુ 'ઊંટ ટાળે આકડો અને બકરી ટાળે કાંકરો' એ કહેવત અનુસાર બકરાં તમામ જાતની વનસ્પતિનું ભક્ષણ કરે અને વગડામાં સારી પેઠે ચરીને આવે એટલે ઘેર તેના ખોરાક માટે કોઈ પણ જાતનો ખર્ચ કરવો પડતો નહિ. આથી રબારી લોકો ગાય-ભેંસ કરતાં બકરાં વધુ પ્રમાણમાં રાખવા લાગ્યા. અને એ રીતે આ ગામના લોકો પણ ગાય-ભેંસો અલ્પ સંખ્યામાં રાખતા હતા, પરંતુ બકરાં મોટી સંખ્યામાં રાખતા હતા

આ ગામમાં માલજી કરીને એક રબારી યુવાન હતો. સુંદર, ઘાટીલું, કદાવર શરીર, ગોરો વાન અને તેમાં તેની મોટી અણીદાર આંખો તથા પોપટની ચાંચ જેવું નાક સુંદરતામાં વધારો કરતાં.

વીસ વરસના આ યુવાન રબારીની બોલી ખૂબ



મીઠી અને હૃદયંગમ હતી. સ્વભાવના ખૂબ સાલસ આ રબારી યુવાનની પહોળી ઢાલ જેવી છાતી અને ઢીંચણ સુધી અડતા લાંબા હાથ તેની સુંદરતામાં અનેરો વધારો કરતા. આ રબારી યુવાને હજુ સુધી લગ્ન કર્યું ન હતું. કોઈ રબારી કન્યા હજુ સુધી તેણે પસંદ કરી ન હતી. કંઈક ધાર્મિક સ્વભાવના આ યુવાનને ભજનો સાંભળવા ખૂબ ગમતાં. જો કોઈ સારો ભજનિક કે સાધુઓની મંડળી આવી હોય તો આખી રાત બેસી રહેતો.

તેના ગામમાં એક ભજનિક આવી ચડયો. તેનો રાગ એટલો તો સુંદર અને કર્ણપ્રિય હતો કે દૂર દૂરથી તેનાં ભજનો સાંભળવા લોકો એકઠા થતા. તેમાં આ રબારી યુવાન તો અચૂક હાજરી આપતો. પછી તો આ ભજનિકની ખ્યાતિ આજુબાજુનાં ગામોમાં પણ ફેલાવા લાગી અને તેનાં ભજન સાંભળવા લોકોની સારી એવી મેદની એકઠી થવા લાગી. અને પછી તો એકઠા થયેલા લોકોમાંથી પણ કોઈ કોઈ ભજનના શોખીન માણસો ભજનો ગાતા અને તે રીતે લોકોએ આ યુવાન પાસે પણ ભજનો ગવરાવ્યાં. તેનો રાગ પણ મીઠો અને સુંદર હોવાથી લોકોને ઠીક ઠીક ગમતાં. એવામાં એ ગામમાં એક રબારી કુટુંબ બહારગામથી આવ્યું, તે પણ આ ભજન સાંભળવા આવતું. આ કુટુંબમાં એક છોકરી હતી તે પણ સુંદર ભજનો ગાતી. ભજનના આકર્ષણે આ રબારી યુવાન પેલી રબારી યુવતી સાથે લગ્ન કરવા તૈયાર થયો. અને આ યુવતી સાથે લગ્નગ્રંથિથી જોડાયો. યુવતી સુંદર

ભજનો ગાતી અને તે સાંભળીને આ રબારી યુવાન ડોલી ઊઠતો. આ છોકરી બોલવેચાલવે પણ ખૂબ ચાલાક હતી એટલે તેના પ્રભાવથી આ યુવાન અંજાઈ ગયો.

તે બાઈ સવારે વહેલી ઊઠી ભોજન બનાવતી અને બન્ને સાથે બેસી જમી લેતાં. અને સાંજે જ્યાં સુધી તેનો પતિ ઘેર ન આવે ત્યાં સુધી તે ભોજન કરતી નહિ. પતિના પહેલાં જમતી નથી એવો નિયમ પોતે રાખ્યો છે એમ બધે કહેતી ફરતી. આથી આ રબારી યુવાન ઘેટાં-બકરાં ચારવા જતો અને જંગલમાં જરા મોડું થાય તો તે પોતાના માલ(ઢોરઢાંખર)ને દોડાવતો દોડાવતો ઝપાટાબંધ આવતો. તેને આમ મોડું થતું તો તેની પત્ની પોતાના ઘરથી મહોલ્લાના નાકા સુધી ચિંતા વ્યક્ત કરતી દોડાદોડ કરી મૂકતી. આથી બધી રબારણો આ બાઈને સતી કહેતી. બાઈ પણ સતી કહેવડાવવાથી ખુશ થતી તેનો પતિ પણ પોતાને આવી સતી પત્ની મળી છે, જાણી મનમાં મલકાતો અને સરખા સરખા મિત્રો આગળ પોતાના ઘરમાં સતી નારી છે એમ કહી તેનાં વખાણ કરતાં થાકતો નહિ અને તે બદલ ગૌરવ લેતો.

આમ આ લોકોનો સંસાર નભે જતો હતો. રબારી પોતાની પત્ની કહે તેટલાં વાનાં કરતો. બૈરીના સંપૂર્ણ પ્રભાવ તળે તે હતો અને તેમાં તે આનંદ માનતો.

આ રીતે થોડાક માસ ગયા, તેવામાં શ્રાવણ માસ આવ્યો.



શ્રાવન જલ બરસે, સુંદર વરસે, બદ્દલ બરસે અંબરસે;
તરુવર ગિરિવરસે, લતા લહરસેં, નદિયાં પરસે સાગરસે.

એવા શ્રાવણ માસનાં સરવરિયાં પડતાં હતાં. એટલે ઘડીકમાં તડકો નીકળતો અને ઘડીકમાં એકાદ ઝાપટું પડી જતું એવા આ દિવસો હતા. આપણો આ રબારી યુવાન આજે આખો દિવસ વારંવાર ઝાપટાં પડવાથી બરાબર ભીંજાયો હતો અને વરસાદને લીધે જરા મોડું પણ થયું હતું એટલે પોતાનાં બકરાંનાં ટોળાંને ઉતાવળે દોડાવતો જતો હતો. વચ્ચે કોઈ બકરી રોકાતી તો પોતાની પાસેની લાકડીથી તેને શિક્ષા કરતાં પણ અચકાતો નહિ. આમ બકરાંને દોડાવતો દોડાવતો તે પોતાના ગામથી થોડે દૂર આવી પહોંચ્યો. ત્યાં આવેલા ઘેઘૂર વડલા નીચે એક તાપસી ધૂણી ધખાવી પડ્યા હતા. ત્યાં વડલા નીચે એક બે બકરીઓ રોકાતાં રબારીએ દોડતા આવી એક બકરીના પગમાં લાકડી ફટકારતાં કહેવા માંડ્યું: 'આમ રસ્તા વચ્ચે ઊભા રહી મોડું કરાવો છો એથી ખૂબ મોડું થશે, તો ઓલી મારી ઘરવાળી સતી મરી જશે તો પછી હું શું કરીશ? પછી તમારું કામ શું?' આમ બકતાં બકતાં તેણે બીજી બકરીને પણ લાકડી ફટકારી. તાપસી બાવાજી આ જોઈ રહ્યા હતા અને તેનો બકવાટ પણ સાંભળી રહ્યા હતા એટલે તેમણે રબારીને પોતાની પાસે બોલાવ્યો અને આમ કરવાનું કારણ પૂછ્યું. ભોળિયા રબારી યુવાને પોતાની ઘરવાળી સતી નારીની તમામ હકીકત કહી. તાપસી બાવાજી ખૂબ જ અનુભવી, બુદ્ધિશાળી તેમજ

શાણા હતા. તેમણે વિચાર્યું કે આ રબારી ખૂબ ભોળિયો છે અને એની પત્ની ખૂબ ચપળ, ચાલાક અને હોંશિયાર હોવી જોઈએ અને તેથી તે આ રબારી સમક્ષ એવી છાપ ઊભી કરવા માગતી હશે કે પોતાના જેવી કોઈ સતી નારી આ સંસારમાં નથી. આ બાઈ સતી હોવાનો જબરો ઢોંગ કરતી હશે. આ રબારીને આ બાબતમાં જરૂર ચેતવણી આપવી જોઈએ.

આવું વિચારી બાવાજીએ રબારીને પોતાની પાસે થોડીક વાર બેસવાની આજ્ઞા કરી. રબારી અદ્ધર શ્વાસે બેઠો તો ખરો, પરંતુ તેની સમગ્ર ચેતના જાણે ઘેર પહોંચી ગઈ હોય તેમ લાગતું હતું. બાવાજીએ જણાવ્યું કે, 'ભાઈ ગોકળી, તારે ઘેર આવી સતી નારી છે એ તો તારું મોટું ભાગ્ય ગણાય. પરંતુ દરેક બાબતની પરીક્ષા લેવી જોઈએ. સોનાની પણ આપણે કસોટી કરીએ છીએ. માટે તેની પરીક્ષા તેં લીધી છે કે કેમ!' આ સાંભળી પેલો રબારી તો વિચારમાં પડયો તેણે આવી તો કોઈ પરીક્ષા લીધી ન હતી. આથી તેને પરીક્ષા લેવાની વાત સાચી પણ લાગી. એટલે બાવાજીને તેણે નકારમાં જવાબ આપ્યો અને સાથે સાથે કુતૂહલવશ થઈ તેણે સતીનારીની કેવી રીતે પરીક્ષા લેવી તે પણ પૂછી લીધું. બાવાજીએ તેને જણાવ્યું: 'ભાઈ, તું આજે સારી પેઠે વરસાદમાં ભીંજાયો તો છે જ એટલે ઘેર જતાં જ તું તાવ આવવાનો ઢોંગ કરી ખાટલામાં સૂઈ જજે અને રાત્રે સમય અને સંજોગો જોઈ ઠીક લ[illegible]ગે તો



એકદમ બેભાન બની જવાનો ઢોંગ કરી દેજે. રાત્રે કોઈ હશે નહીં અને તું બેભાન બની જઈશ એટલે તારી પત્ની શું કરે છે તેની પરીક્ષા તુરત થઈ જશે.'

આ સાંભળી રબારી ઘેર ગયો અને ઘેર જતાં જ જોયું તો તેને મોડું થયું હોવાથી તેની બૈરી આઘી પાછી થતી હતી અને રોતી રોતી ધમાલ કરતી હતી કે 'હજુ તે ના આવ્યા. કંઈ થઈ ગયું હશે તો? કોઈ જંગલી પશુએ તેમને નુકસાન પહોંચાડયું હશે તો?' આમ બબડતી રોતી હતી. એવામાં તે જઈ પહોંચ્યો અને ધ્રૂજતો ધ્રૂજતો કહેવા લાગ્યો: 'આજે ખૂબ ભીંજાયેલો હોઈ ટાઢ ચઢી ગઈ છે અને સખત તાવ આવ્યો છે.' આથી રબારણે ઘરમાં ખાટલો ઢાળી દીધો. ગોદડાં ને કામળા ઓઢાડી દીધાં અને શેક કરવા માંડયો. પાડોશીઓ ભેગાં થઈ ગયાં ને પતિની સેવાચાકરી શરૂ થઈ. રબારણ શેક કરવા લાગી. થોડીવારે તે ઝંપ્યો એટલે બધાં પડોશીઓ સૌ સૌને ઘેર જતાં રહ્યાં. પરંતુ મોડી રાત્રે રબારીએ તો એવો ઢોંગ આદર્યો કે ન પૂછો વાત. એકદમ જાણે શ્વાસ ચાલુ થયો હોય તેમ ધમણની માફક શ્વાસ લેવા લાગ્યો. બૈરી પણ તેની આ દશા જોઈ ગભરાઈ ગઈ. છેવટે તેણે બૈરીની પૂરી પરીક્ષા કરવા શ્વાસ થંભાવી દઈ આંખો અને મોઢાનો દેખાવ મરણ પામેલા જેવો કરી દીધો. રબારણે ચોક્કસ માની લીધું કે રબારી મરી ગયો. બસ થઈ રહ્યું. હવે તેણે વિચારવા માંડયું કે રબારી મરી ગયો

છે. હવે તે બેઠો થઈ શકે તેમ નથી. સાંજે પોતે ખાધું ન હતું એટલે ભૂખ પણ બરાબર લાગી હતી અને જો અત્યારે કંઈ પણ ખાય નહિ તો આવતી કાલે સવારે તો પતિના મુડદાને બાળવા લઈ જશે તેના ચૂડલા ફોડવા પડશે અને આખો દિવસ રોવા-કૂટવામાં જશે વળી પોતાની જાતને સતી કહેવડાવતી હતી એટલે આ બધી રોકકળ ક્રિયાનો જબરો દેખાવ કરવો પડશે એટલે ભોજન લઈ શકાશે નહિ અને ભૂખે મરી જવાશે. રબારી તો મરી ગયો પણ પોતે તેની પાછળ આમ ભૂખે મરી જાય તે ઠીક નહીં. આથી તે વિચારવા લાગી કે શું રાંધવું ? જો રોટલા ઘડવા બેસે તો રોટલા ઘડવાનો ટપ ટપ અવાજ થાય અને પડોશીઓને ખબર પડી જાય. ખીચડી કે બીજું કાંઈ રાંધે તો પણ દેવતા સળગવાનો ધુમાડો નીકળે ને ખબર પડી જાય. જો શીરો કરે તો પણ, શીરો શેકતાં તેની વાસ ઉપરથી લોકોને ખબર પડી જાય. તો પોતે કરેલ સતીપણાનો ઢોંગ છતો થઈ જાય. માટે શું કરવું ? એકલો લૂખો ગોળ ભાવે નહીં. માટે લાય જીવડા, કુલેરના લાડવા બનાવવા દે. કુલેર કરવાથી ન દેવતા સળગાવવો પડે કે ન તેની સુવાસ બહાર ફેલાય. માટે સારામાં સારો રસ્તો કુલેરના લાડવા બનાવી ખાવાનો છે.

આમ બબડતાં તેણે બાજરીનો લોટ કાઢયો, તેમાં ગોળ અને ઘી નાંખી ચાર મોટા લાડવા બનાવી કાઢયા. પછી ઘર સાંકડું હતું એટલે પતિના ખાટલા પાસે બેસી લાડવા ખાવા માંડયા. પરંતુ એકલું ગળ્યું શી રીતે



ભાવે ? આથી કુલેરના લાડવા સાથે દહીં ખાવા દહીંનું ગોરસુ કાઢયું અને કુલેર સાથે ખાટા જેવા સરસ જામેલા દહીંના ગફફા મારવા લાગી. પેલો રબારી ધીમે ધીમે શ્વાસોશ્વાસ લેતો હતો એટલે રબારણને કંઈ ખબર પડે તેમ ન હતું. રબારી આ બધું ઝીણી આંખે જોઈ રહ્યો હતો આ બધું જોઈ તે તો આશ્ચર્યચકિત થઈ ગયો. પરંતુ ખરેખરી આશ્ચર્યની વાત તો હજુ બાકી હતી. સતીએ બે મોટા લાડવા દહીંની સાથે ખાઈ લીધા. પછી બાકીના બે લાડવા લઈ બીજે દિવસે એકાંત મળતાં ખાવાના વિચારથી કોઠલામાં મૂકી દીધા. બધું સાફસૂફ કરી પતિના ઓશિકા બાજુ ખાટલાના પાયા પાસે બેસી તેણે મોં વાળ્યું રડતાં રડતાં તેણે પોતાના મરણ પામેલા પતિને ઉદ્દેશીને કહેવા માંડયું :

'એઈ...હરગ પથોપથ ચલિયા, કેંતરા જાજો !'

હે સ્વામીનાથ, તમે તો સ્વર્ગના રસ્તે ચાલતા થયા, પરંતુ હવે મારું કોણ ? મને કોને સોંપીને જાઓ છો ? હું તો તમારી પાછળ ઝૂરી મરીશ. મનની મનમાં રાખી તમે તો ચાલ્યા, પણ કંઈક કહેતા જાઓ કે મારું શું ?

આ સાંભળી પેલો રબારી સમજી ગયો કે આ બધો તેનો ઢોંગ છે. કારણ, મરણ પામેલા પતિના મડદા આગળ આ કળિયુગની ઢોંગી સતીને આનંદથી કુલેરના લાડવા ખાતી જોઈ હતી એકદમ બેઠા થઈ તેણે તેની બૈરીના જેવા રુદનના અવાજમાં જ કહેવા માંડયું :

'દહીં ફદોફદ મારીયાં ગધી! પેલા બે લાડવા ખાજો. કુબેરના લાડવાની સાથે તેં દહીંના ગફ્ફા માર્યા એ મને ખબર છે માટે સંતાડેલા લાડવા ખાજે.'

એમ કહી સંસાર અસાર છે એમ સમજી પોતાનો કામળો ને લાકડી લઈ ચાલતી પકડી અને પેલા તાપસી બાવાજી પાસે જઈ સાધુ બની સંસારત્યાગ કર્યો.





## ઝંખના

લક્ષ્મીવાન દરિદ્રને, પુત્ર સ્નેહનો સાર;
વિણ ચંદન લેપન ઉશિર, હૃદય શીતળ કરનાર.

માનવી ધનવાન હોય કે નિર્ધન, તવંગર હોય કે ગરીબ, પરંતુ તેને પુત્રનું સુખ એ તેના સ્નેહનો સાર છે. માનવીનો વંશવેલો 'પુત્રથી જ આગળ પાંગરતો રહે છે માટે જ પુત્રને ચંદનના લેપ જેવો હૃદયને શીતળ કરનાર કહ્યો છે. આથી જ માનવી પુત્રની ઝંખના કરતો હોય છે.

ઉત્તર ગુજરાતમાં આવેલા પ્રાચીન ગુજરાતની રાજધાની પાટણ નગરી કરતાં પણ ઘણું પ્રાચીન એવું વડનગર શહેર આજે પોતાનું પ્રાચીન મહત્ત્વ અને મમત્વ યાદ કરી આંસુ સારી રહ્યું હતું. ગુજરાતમાં આ શહેર ઘણું જ પ્રાચીન શહેર છે. અગાઉ ગુજરાતના આ ઉત્તર ભાગને આનર્ત કહેતા અને તેથી પ્રાચીન આનર્તના આ મુખ્ય શહેરને આનર્તપુર અને પાછળથી આનંદપુર કહેતા. તે પછી કેટલાંક વર્ષ પછી તેનું નામ વૃદ્ધ(જૂનું)નગર પડ્યું. આ વૃદ્ધનગરનો જ અપભ્રંશ વડનગર થઈ ગયેલો જણાય છે.

મેવાડના મહાન સીસોદિયા કુળનો પૂર્વજ બાપ્પા રાવળ પણ અહીંની ભૂમિમાં જ ઊછરેલો હતો એમ ગુજરાતની તવારીખ કહે છે.

મુત્સદ્દીગીરીમાં પ્રવીણ એવી વડનગરા નાગર કોમના ઇષ્ટદેવ ભગવાન હાટકેશ્વર મહાદેવનું શિલ્પસ્થાપત્યના અદ્‌ભુત નમૂનારૂપ પ્રાચીન મંદિર, ચોરી, તોરણો, કીર્તિ-સ્તંભ વગેરે અનેક શિલ્પસ્થાપત્યો, આ પ્રાચીન નગરમાં હજુ પણ ઇતિહાસના શોખીનોને વડનગરની મુલાકાત લેવા આકર્ષે છે.

મોગલયુગમાં સમ્રાટ અકબરના ખ્યાતનામ ગવૈયા તાનસેનનું દીપક રાગ ગાવાથી બળી રહેલું શરીર જેમણે મલ્હાર રાગ ગાઈને શાંતિ પમાડેલી—એવી એ બહેનો તાના અને રીરી પણ આ નગરની ભૂમિમાં થઈ ગઈ હોવાનું લોકજીભે કહેવાય છે.



ગુજરાતના રજપૂત યુગમાં સુવર્ણ યુગ સમા સોલંકી યુગમાં મહાન ચાલુક્ય ચૂડામણિ મહારાજા જયસિંહદેવ સોલંકીએ આ નગરમાં શર્મિષ્ઠા નામનું સુંદર સરોવર બંધાવી આ પ્રાચીન નગરની પાણીની જરૂરિયાતને સંતોષી હતી. એ સરોવર હાલ પણ શર્મિષ્ઠાના પ્રાચીન નામ ઉપરથી અપભ્રંશ થયેલા 'શમેળા' નામથી ઓળખાય છે.

આમ તો આ નગર ખાસ્સું મોટું અને વિશાળ હતું. પરંતુ કશા પણ ઉદ્યોગ–ધંધા કે રોજગાર વગર આ શહેરના પુરવાસીઓને પોતાના ગુજરાન માટે બહાર દેશાવર જવાનું આવશ્યક જણાયું હતું. તેથી આ શહેરના અનેક વતનીઓ માતાની હૂંફાળી ગોદ જેવા આ પોતાના વતનની મીઠી ગોદ તજી દઈને મુંબઈ તેમજ અનેક બીજાં શહેરોમાં વસ્યા હતા.

આથી આ નગરમાં કેટલાંયે મકાનો જીર્ણશીર્ણ હાલતમાં, વસતિ વિનાનાં ખાલીખમ પડ્યાં હતાં. અને આવાં કેટલાંક મકાનોમાં તો ભૂત, પ્રેત, જન, ખવિસ કે બ્રહ્મરાક્ષસ જેવા પ્રેતયોનિના જીવો છડેચોક વસે છે, એમ લોકોમાં મનાતું. એટલું જ નહિ પણ ઘણાને એવાં ભયંકર અમાનુષી તત્ત્વોના કપરા અનુભવ થઈ ગયાનું પણ જનતામાં સંભળાતું હતું.

શાળાઓનું નવું સત્ર દરસાલ જૂન માસમાં શરૂ થાય છે. આથી નવા સત્રની શરૂઆતમાં સૌરાષ્ટ્રના વતની એક શિક્ષક ભાઈ અત્રેની એક શિક્ષણસંસ્થામાં જોડાયા.

શાળામાં હાજર થઈ બીજે દિવસે શહેરમાં મકાનની તપાસમાં નીકળ્યા. પોતે ખુબ હિંમતવાન અને નીડર મનના હતા. એટલે જે શેરી આવી નિર્જન હતી અને જ્યાં ખાસ કરીને કોઈ રહેવા જતું નહિ, ત્યાં આવેલું એક ઠીક ઠીક સારું ગણાય એવું મકાન ભાડે રાખ્યું અને પછી પોતે કુટુંબને તેડવા સારુ વતનમાં ગયા.

વતનમાંથી પત્નીને તથા નાનકડા પુત્રને તેડી લાવ્યા પછી પતિપત્નીએ બજારમાંથી જોઈતી ચીજવસ્તુઓ ખરીદી લાવી ઘર વસાવ્યુ.

મકાનમાં સામાન્ય મધ્યમ વર્ગના માનવીને જોઈએ તેવી લગભગ બધી જ સગવડ હતી. એટલે આ શિક્ષક ભાઈનાં પત્નીને મકાન જોઈને સંતોષ થયો. જો કે નજદિકના પડોશમાં કોઈ પણ માણસ હતું નહિ તેથી જરા મનમાં ક્ષોભ થયેલો, પરંતુ મકાનની અંદરની બધી સગવડ જોઈને ક્ષોભ મટી ગયેલો. વળી પતિની વાચનની ટેવને લીધે તેમણે પણ વાંચવાની ટેવ પાડેલી એટલે નવરાશના સમયે કોઈ સામયિક કે પુસ્તક વાંચવામાં પોતાનો વખત પસાર કરવાનું તેમને ઠીક ઠીક ફાવતું. શાળાના સમય બાદ તો પતિ પણ ઘેર આવી જતા એટલે બાબલાને લઈ તે પણ ઘણોખરો સમય ઘરમાં જ વિતાવતા. આથી આ ઘર તેમને ફાવી પણ ગયું. અને તેથી એકાંત વાતાવરણ તેમને ખાસ અડચણરૂપ લાગ્યું નહિ.

આમ કેટલોક સમય પસાર થયો. એવામાં એક દિવસ બાબલો રાત્રે રોવા ચઢેલો અને તેની માતા ઊંઘી



ગયેલી. ઊંઘમાં બાબલાને થોડીવાર થાબડયો અને પછી માતા ઊંઘી ગઈ, પરંતુ પાછલી રાતની જાગી તો પોતાની પથારીમાં બાબલો ન હતો. આથી તે જરા ગભરાઈ, પરંતુ તેની નજર ઘોડિયા તરફ ગઈ તો તેનો બાબલો ઘોડિયામાં સૂતો હતો. આથી તે વિચારમાં પડી કે બાબલાને ઘોડિયામાં કોણે નાખ્યો હશે? તેના પતિ તો ઘસઘસાટ ઊંઘમાં હતા. કદાચ ઊંઘમાં પોતે ઊઠીને તેને ઘોડિયામાં નાખ્યો હશે, એમ માન્યું. પણ પછી તો આવા પ્રસંગો વારંવાર બનવા લાગ્યા. જ્યારે જ્યારે બાબલો રાતમાં રોતો હોય અને જો પોતે ભરઊંઘમાં હોય તો કોણ જાણે કેમ પણ બાબલાને કોઈએ ઘોડિયામાં નાખ્યો હોય જ અને ઘોડિયામાં બાબલો આરામથી ઊંઘતો હોય. ઘડીભર તેને આ બાબતની નવાઈ લાગતી અને મનમાં ગભરાતી પતિને પૂછતી તો પતિ તેને જવાબ આપતો કે તું જ ઊંઘમાં ઊઠીને બાબલાને ઘોડિયામાં નાખતી હશે, પરંતુ તને તે વાત યાદ રહેતી નહિ હોય. બાઈ થોડી ભૂલકણી હતી. એટલે પતિના મનમાં તો તે ભૂલી જતી હશે એવી ગ્રંથિ બંધાઈ ગયેલી. બાઈ પણ પતિની વાત ઘડીભર માની લેતી. પરંતુ થોડી જ વારમાં પાછું મનમાં વિચારતીઃ મારા બાબલાને આમ કોણ ઉપાડીને ઘોડિયામાં નાખતું હશે? ઘરમાં તો અમારા સિવાય બીજું કોઈ છે નહિ કદાચ કોઈ ભૂતપ્રેત તો નહિ હોય? ના રે, ના. ભૂતપ્રેત તો શાનું હોય? અને ભૂત હોય તો પણ તેને આમ

છોકરાને ઘોડિયામાં નાખી હિંચોળવાનો શોખ હોય જ શાનો ? એ તો હોય તો ઊલટા હેરાન કરી નાખે. ત્યારે કોણ હશે ? અને વળી પાછી વિચારતી–' બળ્યું હું તો બહુ ભૂલકણી મૂઈ છું ને ? મને ક્યાં કશું યાદ રહે છે ! જરૂર ઊંઘમાં ને ઊંઘમાં ઊઠીને બાબલાને ઘોડિયામાં સુવારતો હોઈશ ' આમ વિચાર થતા.

પરંતુ એક દિવસ બપોરના એક વાગ્યાના સુમારે બાબલાને ઘોડિયામાં નાખી પોતે જોડેના રૂમમાં કચરો વાળવા લાગી તે દરમિયાન બાબલો કંઈક રડવા લાગ્યો, એટલે પોતે કામ કરતાં કરતાં બોલી : ' ભાઈ! સૂઈ જા, હું અહીં જ છું, રડીશ નહિ ! ' એમ કહી પોતે કામ કરવાનું ચાલુ રાખ્યું. પરંતુ તેના આશ્ચર્ય વચ્ચે થોડી વારે બાબલાનું ઘોડિયું કોઈ હિંચોળતું હોય તેવો અવાજ તેના કાને પડ્યો. એટલે તે આશ્ચર્યચકિત બની ગઈ રૂમમાં આવીને જુએ છે તો બાબલાનું ઘોડિયું હાલતું નજરે પડ્યું. આથી તો તે વિચારમાં પડી અને ઘોડિયાં પાસે આવી. ઘોડિયામાં નજર નાખતાં, બાબલો ઘોડિયામાં પડ્યો પડ્યો હાથપગ પછાડીને સામી બાજુએ કોઈ અદૃશ્ય વ્યક્તિ તરફ જોઈને હસતો હોય તેમ જણાયું. આથી તો માતા ખૂબ ગભરાઈ ગઈ. તેના ગભરાટનો પાર રહ્યો નહિ તેણે એકદમ પોતાના બાબલાને તેડી લીધો. આમ માતાએ તેને તેડ્યો હોવા છતાં યે બાબલો સામેની બાજુ જોતો હોય તેમ જોઈ રહ્યો હતો. આ જોઈ માતાએ એ તરફ જોયું. પણ તેને કંઈ જણાયું નહિ.



અને કોઈનાં ધીમાં પગલાંનો અવાજ થતો હોય તેવો ભ્રમ થયો.

આજના આ બનાવથી તો તે ખૂબ ડરી ગઈ. સાંજે તેનો પતિ આવ્યો ત્યારે તેણે અથથી ઇતિ સુધીની બધી હકીકત કહી. પણ પતિએ તેની વાત માની નહિ. આ તો તેને ભ્રમ થયો છે એમ કહી વાત ઉડાવી દીધી; પરંતુ આ બનાવ બન્યા પછી બાઈને મનમાં એક પ્રકારની બીક પેસી ગઈ. તેને ચોક્કસ લાગ્યું કે આ મકાનમાં તેના સિવાય બીજી કોઈ વ્યક્તિ જરૂર છે.

થોડા દિવસો પછી એક એવો બનાવ બન્યો કે જેથી તેના પતિને પણ ખાતરી થઈ ગઈ

બન્યું એવું કે તે દિવસે તેના પતિને શાળામાં ઇન્સ્પેકશન હોવાથી ઘેર મોડા આવવાનું હતું. આથી તે સાંજના સાડા છ વાગે રસોઈ કરવા બેઠી. દિવસ આથમી ગયો હતો અને અંધારું પથરાવા લાગ્યું હતું તેને રસોઈ કરવા બેઠે થોડોક વખત થયો હશે ને બાબલો દૂધ પીવા માટે હઠે ચઢ્યો. કામ આડે તેને ફુરસદ ન હતી એટલે તેણે તેને ધવરાવવા લીધો નહિ. બાબલાએ હઠ કરી. આથી ખૂબ ગુસ્સો ચઢવાથી તેણે બાબલાને બે ત્રણ થપ્પડો લગાવી દીધી. છોકરો ભયંકર ચીસ પાડી ઊઠ્યો અને રોતો રોતો ઘૂંટણિયાં ભરતો ભરતો બારણા તરફ જવા લાગ્યો. તેને ખૂબ જોસથી રડતો સાંભળીને જાણે કોઈ આવતું હોય તેવાં ઉતાવળાં પગલાંનો અવાજ

સંભળાયાનો તે બાઈને ભાસ થયો. પરંતુ તેણે ખાલી ભણકારા માનીને તે તરફ ધ્યાન ન આપતાં કામમાં ચિત્ત પરોવ્યું. પરંતુ થોડી જ વારમાં બાબલો ઓરડાની બહાર જતાં જ અચાનક છાનો રહી ગયો. રુદન એકદમ બંધ થઈ ગયું. માતા વિચારમાં પડી અને એકદમ બીજા રૂમમાં જ્યાં બાબલો ગયો હતો ત્યાં જઈ તપાસ કરી તો બાબલાને જોયો નહિ. તેથી તે ગભરાઈ ગઈ. આખુંયે ઘર ખોળી વળી પણ બાબલાનો પત્તો લાગ્યો નહિ. અંધારું થઈ ગયું હતું. વળી ઘરનાં કમાડ પણ બંધ કરેલાં હતાં, એટલે બાબલો ઘરની બહાર જવાનો તો સંભવ હતો જ નહિ. ફાનસ કરીને વળી પાછું આખું ઘર તપાસ્યું પણ બાબલાને ક્યાંય જોયો નહિ, આથી તે ખૂબ ડરી ગઈ. તેને આખે શરીરે ધ્રુજારી આવી ગઈ અને બીકની મારી ફફડી ઊઠી.

એવામાં તેના પતિ આવ્યા અને કમાડ ખખડાવ્યાં. ડરથી થરથરતાં તેણે કમાડ ઉઘાડયાં અને પતિને જોઈને રડવા લાગી. પતિ પણ તેની આ સ્થિતિ જોઈને ગભરાયો અને હાથ પકડીને ઘરમાં લાવ્યો અને આમ ગભરાવાનું કારણ પૂછયું. બાઈએ રડતાં રડતાં ડૂસકાં ભરતાં ભરતાં, માંડીને બધી વાત કરી. આ સાંભળતાં તે પણ વિચારમાં પડ્યો. ફાનસ લઈને આખું ઘર ફેંદી વળ્યો પણ કોઈ જગાએ બાબલાની ભાળ મળી નહિ હવે શું થાય? ખૂબ ખૂબ વિચાર કર્યો, પણ કંઈ સમજાયું નહિ. પત્નીએ રડતાં રડતાં કહેવા માંડયું : 'હું



તો તમને પહેલેથી જ કહેતી હતી કે આ ઘરમાં કંઈક છે પરંતુ તમે મારું કહ્યું કયા દિવસે માન્યું હતું તે હવે માનો? અને છેવટે મારો દીકરો ખોવરાવ્યો.' એમ કહી બાઈ પાછી રડવા લાગી અને માથાં કૂટવા લાગી. આ જોઈને પતિ પણ ગભરાયો. પરંતુ હવે શું થાય?

એમ ને એમ બંને જણાં થાકીને છેવટે ઊંઘી ગયાં. પણ અચાનક મધરાતે જોડેના રૂમમાં કોઈ ઘોડિયું હિંચોળતું હોય એવો અવાજ આવવા લાગ્યો. બાઈ ચમકીને બેઠી થઈ ગઈ અને કાન માંડયા તો ઘોડિયું હિંચોળાવાનો અવાજ સાંભળેલો તે સાચું લાગ્યું. સાથે સાથે ધીમા અવાજે સુંદર રાગથી કોઈ બાઈ હાલરડું ગાતી હોય તેવો અવાજ સંભળાતો હતો.

થોડીકવાર તો આ સાચું છે કે ભ્રમ છે, તે નક્કી થઈ શક્યું નહિ. પછી અચાનક મનમાં કંઈક નક્કી કરીને તે ઊઠી અને જોડેના ખંડમાં જતાં જ તે સ્તબ્ધ થઈ ગઈ.

લગભગ ત્રીસ બત્રીસ વર્ષની કોઈ નમણી નારીને ઘોડિયું હિંચોળતી તેણે જોઈ. તેની આંખોમાંથી નર્યું વાત્સલ્ય ઊભરાતું હતું. અને તે એવી પ્રેમથી હિંચોળતી હતી કે ઘડીભર જોયા જ કરીએ. ઘડીભર તો આ દૃશ્ય જોઈ તે સ્તબ્ધ થઈ ગઈ. પછી જ્યારે વાસ્તવિક પરિસ્થિતિનું ભાન આવ્યું ત્યારે તે ખૂબ ગભરાઈ ગઈ અને ડરની મારી તે ધ્રૂજવા લાગી. તેના મોઢામાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. પરંતુ છેવટે બધી હિંમત એકઠી કરીને તે બોલી : 'બહેન! તમે કોણ

છો ? અને અહીં કેમ આવ્યાં છો ? શું તમે જ મારા બાબલાને લઈ ગયાં હતાં ?' આ સાંભળી પેલી બાઈએ તેની સામે જોયું અને કહેવા લાગી : 'બહેન ! હું પણ તારા જેવી જ એક સ્ત્રી છું. મેં તારો બાબલો લઈ લીધો ન હતો. પરંતુ તેં તેને ખૂબ નિર્દયતાથી માર માર્યો અને તિરસ્કારથી તરછોડી કાઢયો એટલે તે રડતો રડતો આ રૂમમાં આવતો હતો. તેને રડતો સાંભળી હું તેની પાસે આવતાં તેણે મારી તરફ તેના ટૂંકા ટચૂકડા હાથ લાંબા કર્યા ને તે મને વળગી પડયો. તારું નિર્દય વર્તન જોઈ મને પણ તને શિક્ષા કરવાનું મન થયું. આથી તારા બાબલાને તેડીને ચાલતી થઈ હતી. પરંતુ તારા બાબલાને કે તને નુકસાન પહોંચાડવાની મારી જરા પણ ઇચ્છા નથી. તારો બાબલો જો આ ઘોડિયામાં નિરાંતે ઊંઘે છે. તેને હાલરડું ગાઈને મેં ઊંઘાડી દીધો છે. તમને અંગ્રેજી ભણેલી બહેનોને હાલરડાં ગાતાં પણ આવડતાં નથી. વળી બાળકોને કેમ ઉછેરવાં તેની પણ તમને કશી ગતાગમ નથી તે જોઈ તમારા ઉપર ગુસ્સો પણ થાય છે. પરંતુ છોકરા વગર તેં જે કલ્પાંત કર્યું અને માથું કૂટયું, તે જોઈ બાળક તરફની તારી મમતાની મને ખાતરી થઈ. અને વહાલસોઈ મમતાળુ માતાની બાળક વગર શી સ્થિતિ થાય છે તેનો મને અનુભવ થયેલો હોઈ તારો આ પુત્ર તને પાછો સોંપું છું. હવે કદી તેને મારીશ નહિ !'

પેલી બાઈનું આ લાંબું લચક પરંતુ લાગણી ભરેલું



પ્રવચન સાંભળી બાબલાની માતાનો ગભરાટ હેઠો બેઠો અને તે શાંત થઈ. હવે તો તેને હિંમત આવી હોવાથી તે કહેવા લાગી : 'તમારી આ લાગણી માટે તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. પરંતુ તમે કોણ છો અને કયાં રહો છો ? તે જણાવી મારું આશ્ચર્ય મટાડો.'

'બહેન ! તું ડરીશ તો નહિને ?'

'ના, હવે તમે છો ને પછી ડર કેવો ?'

'મારાથી તું ડરતી નથીને ?' પેલી બાઈએ પૂછયું.

'ના રે, તમારા જેવાં માયાળુ બહેનનો ડર તે વળી લાગતો હશે ?'

'જો ત્યારે સાંભળ. હું આ મકાનમાં જ રહેતી હતી. મારું લગ્ન થયે લગભગ દસેક વર્ષ વીતી ગયાં છતાં ભગવાને મારો ખોળો ખાલી રાખ્યો હતો, મને ખોળાનો ખૂંદનાર દીકરો દીધો ન હતો. આથી મારામાં માતૃત્વની ઝંખના ઘણી તીવ્ર બની હતી. હું માતા બનવા ખૂબ આતુર હતી. કોઈનું પણ બાળક જોતી ત્યારે મારાથી મોટો નિસાસો નીકળી જતો. બાળક થાય તો તેને કેવી રીતે ધવરાવવું ? કેવી રીતે હીંચોળવું ? કેવાં હાલરડાં ગાવાં ? વગેરેની અવનવી કલ્પનાઓ હું કરતી. કેટકેટલાં હાલરડાં મેં મોઢે કરેલાં અને એકાંતમાં તે હાલરડાં હું ગણગણતી પણ હતી. કોઈનું પણ માંદું બાળક જોતી તો તેની સેવા કરવા દોડી જતી. કોઈ સગાંસંબંધીની માંદગી વખતે ઇસ્પિતાલમાં જોવા જવાનો પ્રસંગ બનતો તો ત્યાં આવેલાં માંદાં બાળકોની મુલાકાત લેવાનું કદી

પણ ચૂકતી નહિ. એવાં માંદાં બાળકોના માથે મારો મમતાભર્યો હાથ અચુક ફરી વળતો કોઈ માતા વિહોણાં નાનાં બાળકો જોતી તો મારી આંખમાં આંસુ આવી જતાં, મને કંઈનું કંઈ થઈ જતું. અને એ બધાનો બદલો મને જાણે પરમકૃપાળુ પરમેશ્વર તરફથી મળવાનો હોય તેમ જીવનના લગભગ ત્રીસમા વર્ષે ભગવાનની દયાથી હું સગર્ભા બની અને પૂરા માસે દેવ જેવો રૂપાળો દીકરો જન્મ્યો. દીકરાને જોઈને હું તો રાજીરાજી થઈ ગઈ.

દીકરાને જોઈને મારું મન એવું તો હરખાતું હતું કે ન પૂછો વાત. મારું મન તો આનંદવિભોર બની ગયું અને આનંદથી દીકરાને ઉછેરવા લાગી દીકરાને સાચવ્યો પણ એવો હતો કે તે કદાવર અને સશક્ત બન્યો હતો. વળી રંગે ધોળો હોવાથી સ્વરૂપવાન પણ લાગતો હતો. એટલે ગમે તેવાને પણ તેને તેડવાનું મન થાય. છોકરાને કદી રડવા દેતી નહિ. જો તે જરા પણ રડતો તો મારો જીવ ઊડી જતો. પરંતુ કોણ જાણે કેમ પણ એક દિવસ તારા છોકરાની માફક જ મારો તે દીકરો રોવા ચઢવાથી મેં તેને છાનો રાખવા અનેક પ્રયત્ન કર્યાં પણ છાનો રહે જ નહિ. ખૂબખૂબ પ્રયાસ કરવા છતાં પણ તે રડતો બંધ રહ્યો નહિ. આથી છેવટે હું કંટાળી અને ગુસ્સો ચઢવાથી ગુસ્સાના આવેશમાં ને આવેશમાં મેં તેને ધોલ મારેલી આથી મારો તે લાડકવાયો લાલ રીસાઈને ભાંખોડિયે ઘસડાતો ઘસડાતો ઘરની



બહાર નીકળવા ગયો અને ઓટલા ઉપરથી ઊતરવા જતાં પોતાનું સમતોલપણું ગુમાવતાં નીચે પડ્યો પડતાંની સાથે જ પથ્થરની સાથે માથું અથડાતાં સખત વાગ્યું અને તેમાંથી ધનુર થતાં તે મરી ગયો. તેનો એવો તો આઘાત મને લાગ્યો કે પછી હું સૂનમૂન બેસી રહેતી. તેના રડવાના મને ભણકારા વાગતા. ખાવાપીવાનું મેં છોડી દીધું હતું! પાગલની માફક આખો વખત બેસી રહેતી. ઘણીવાર ખોળામાં તેનાં ઝભલાં વગેરે મૂકી બેસી રહેતી. ઘણીવાર રાતમાં અચાનક ઊઠીને ખાલી ઘોડિયું હિંચોળવા લાગી જતી. આમ ને આમ મારા તે લાડકવાયા લાલની પાછળ હું ઝૂરી ઝૂરીને મરી ગઈ.

હું દીકરાની પાછળ ઝૂરી ઝૂરીને મરણ તો પામી. પરંતુ પુત્રપ્રેમની વાસના મારામાં એટલી તીવ્રતર હતી કે તે વાસનાને લીધે આ જ મકાનમાં પ્રેત બનીને ભટકી રહી છું અને આમ પારકાં બાળકો રમાડી, તેમને રડતાં છાનાં રાખી તેમને હાલરડાં ગાઈ ઊંઘાડી દઈ મારી વાસના સંતોષું છું.'

એવામાં માસ્તર જાગૃત થઈ બૂમ મારતા ત્યાં આવી પહોંચવાથી પેલી બાઈ અદ્રશ્ય થઈ ગઈ. પછી ઘોડિયામાંથી પોતાના દીકરાને લઈ માતા દીકરાને છાતી સરસો દબાવી વહાલ કરવા લાગી. દીકરાને ઉપરા ઉપરી ચુંબન કરતી તે વહાલ દર્શાવવા માંડી. પતિને આ બધું દ્રશ્ય જોઈ કંઈ સમજ ન પડવાથી ઉપરા ઉપરી

પ્રશ્નો પૂછવા માંડયા. પત્નીએ તેને પેલી બાઈ સાથે થયેલી વાતચીત જણાવી. પછી પતિપત્ની તે બાઈની દયા ખાતાં મરણ વખતની તીવ્રતમ વાસના માનવને પ્રેતયોનિમાં કેવી રીતે ધકેલી દે છે તેની ચર્ચા કરવા લાગ્યાં. તે વખતે ઘડિયાળમાં સવારના પાંચના ટકોરા થયા.

સવારે તૈયાર થઈ આપણા આ શિક્ષકભાઈ તુરત જ રજા મૂકી સહકુટુંબ પોતાના વતન ઊપડી ગયા.





## તરપોળિયાનો ટકો

કેશરી મૂછ, ભોરિંગ મણિ શૂરા શરણાગત;
સતીનો પાલવ, કૃપણધન, (તે) મુએ જાય પરહથ્થ.

કેસરી સિંહની મૂછ, મણિધર નાગના માથા પર રહેલો મણિ, શૂરવીર મરદને શરણે આવેલો માનવી, સતી સ્ત્રીનું શરીર અને કંજૂસનું ધન : એટલાં વાનાં તેમના મર્યા પછી જ બીજાને હાથ જાય છે. જ્યાં સુધી તેમના તનમાં પ્રાણ હોય છે ત્યાં સુધી બીજાના કબજામાં જતાં નથી.

'મોઢભાઈ બાપા! ઓ મોઢભાઈ બાપા! મારે તરપોળિયે થઈને મહાલસા જવું છે. મને મૂકવા હેંડોને? મને બીક લાગે છે.' એમ બોલતી પાટણના ફોફળિયાવાડાના વણિક ગૃહસ્થ હીરાચંદ શેઠની લાડકવાયી દીકરી ચંપા, હાલના સુખડીવટના નાકા આગળની તે વખતની પાટણના બ્રહ્મભટ્ટોની બેઠક આગળ આવી પહોંચી.

'કોણ એ ભા?' મોઢભાઈ બાપા બોલ્યા.

'એ તો હું ચંપા. ફોફળિયાવાડાવાળા હીરાચંદ શેઠની દીકરી. ફોફળિયાવાડામાંથી મારી બાના ઘેરથી (પિયરથી) આવું છું. મારે મારા ઘેર(સાસરે) જવું છે, તો મને ત્યાં મૂકવા માટે ચાલો.' ચંપા બોલી.

'બેટા! અટાણે આ વખતે તું કયાંથી આવી? સંધ્યાકાળ થવા આવ્યો છે, બધા જુવાનિયા ઘેર જતા રહ્યા છે. મને આંખે ઓછું દેખાય છે, માટે મારું કહ્યું માની પાછી વળી જા.'

'ના બાપા, મારે ગયા સિવાય ચાલે તેમ નથી. મારાં સાસુ એકદમ બીમાર થઈ ગયાં છે. તેથી નોકર તેડવા આવ્યો છે. પરંતુ સંધ્યાકાળનો વખત થયો હોઈ આવા રસ્તે તેની સાથે એકલી જતાં બીક લાગી, માટે તમને બોલાવવા આવી છું. રસ્તામાં મુસલમાન છોકરાઓ છેટેથી જોયા એટલે પાછી વળી તમારી પાસે આવી છું.'

પાટણમાં તે વખતે રજપૂતોનું રાજ જતું રહી, અલાઉદ્દીનના સરદાર અલફખાંએ ગુજરાત જીતી લીધા



પછી, મુસલમાનોનું રાજ્ય થયું હતું. મુસલમાનો હિન્દુ વસ્તી પર દાબ બેસાડવા અનેક પ્રકારના જુલમ કરતા હતા. અલાઉદ્દીનના હુકમથી અનેક મંદિરો તોડી પાડવામાં આવેલાં હતાં. સોલંકી યુગના કીર્તિસ્તંભ સમો રુદ્રમાળ તોડી પડાવી ખંડિયેર બનાવી દીધો હતો અને તે જગ્યાના કેટલાક ભાગમા સિદ્ધપુરમાં મસ્જિદ બંધાવવામાં આવી હતી.

સિદ્ધપુરના અનેક ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણોને વટલાવી મુસલમાન બનાવી દીધા હતા, જે આજે પણ સિદ્ધપુરના વહોરાઓ તરીકે ઓળખાય છે.

પાટણમાં કલિકાલસર્વજ્ઞનું બિરુદ ધરાવનારા મહાન ખ્યાતનામ વિદ્વાન જૈનાચાર્ય શ્રી હેમચંદ્રાચાર્યજીના નામથી ઓળખાતો હેમચંદ્ર ઉપાશ્રય તોડી નાખી ત્યાં પણ મસ્જિદ બાંધવામાં આવી હતી. આજે પણ પાટણના કનસડા દરવાજા બહાર જિમખાનાના મકાન પાસે તે ઉપાશ્રયનાં ખંડેરો તૂટીફૂટી હાલતમાં વેરવિખેર દશામાં નજરે પડે છે.

આમ મુસ્લિમ સત્તાના ત્રાસથી કેટલીયે હિન્દુ જૈન પ્રતિમાઓને તે વખતના ધર્માનુયાયીઓએ જમીનમાં દાટી દીધી હતી અથવા કૂવાના જળમાં પધરાવી દીધી હતી.

ગુજરાતની હિંદુ પ્રજા રજપૂત યુગની કીર્તિગાથાઓ યાદ કરી ઉદાસીન રહ્યા કરતી હતી. તે વખતે પાટણમાં દિલ્હીના બાદશાહના સુબાઓ મારફત રાજ્ય ચાલતું. આ સમય દરમિયાન લગભગ ૧૫ થી૧૬ સુબાઓ

પાટણમાં આવી ગયા. તેમનો સમગ્ર સમય લડાઈઓમાં જ ગયો. લડાઈઓ અને બંડો ઠામઠામ થતાં ને અંધાધૂંધી ચાલુ રહેતી. શહેરનો વેપારરોજગાર પણ મંદ થઈ ગયો હતો. ઈ. સ. ૧૨૯૭થી ૧૩૯૧માં જાફરખાન સુબો થયો ત્યાં સુધી પાટણમાં મુસ્લિમોનો એટલો જુલમ હતો કે, જૈન સ્ત્રીઓને તેમના પંચાસરા પારસનાથના મંદિરમાં દર્શન કરવા જવું ભયજનક હતું. તેઓ બહાર નીકળી શકતી ન હતી.

પાટણના જૈનોનું પ્રખ્યાત પંચાસરા પારસનાથનું દહેરું વસ્તીથી કંઈક દૂર હતું. વચ્ચે પીપળાના શેર જેવા નિર્જન રસ્તે થઈને જવું પડતું. તે વખતે પાટણમાં હાલનાં ‘ખોખારવાડા’ નામના જાણીતા લત્તામાં રહેતા ખોખાર મુસલમાનોનું ખૂબ જોર હતું અને તેઓ અવારનવાર ખૂબ ત્રાસ આપતા. તે વખતે રાજયસત્તાનો અંધાધૂંધીનો વખત હોઈ વેપારરોજગાર સ્થિર ન હતો. તેથી બજારમાં પૈસાની મોટી લેવડદેવડ વખતે બ્રહ્મભટ્ટોની જમાની (જામીનગીરી) થતી અને તે બદલ હકસાઈ આપવાનું પણ ઠરાવાતું. આથી પાટણના બ્રહ્મભટ્ટોએ હાલના સુખડીવટના નાકા આગળ એક ચોતરો બનાવી ત્યાં પોતાની બેઠક કરી હતી. ત્યાં બ્રહ્મભટ્ટોનો ડાયરો જામતો અને અફીણ, કસૂંબા ઘૂંટાતા. તે વખતે એકબીજાને કસૂંબા પાતી વખતે બ્રહ્મભટ્ટો રંગ દેતા કે—

ધનકું ઊંડા નવ ધરે, રણમેં ખેલો દાવ;
ભાગી ફોજાં ભેરવે, તાકુ રંગ ચડાવ,



પરભાતે જે ના પિયે ધ્રાટા કસૂંબા ઘૂંટ
વે નર સરજે ઉંટ, વેરાગીને બારણે.
અમલ વિના શો આદમી, કળા વિના શો ચોર,
(પણ) વણજ વિના શો વાણિયો, પૂંછડા વિના શું ઢોર.

અને જ્યારે અમલ ઊતરી જતો ત્યારે—

નાક ચૂવે પેંડી લવે, ઢીંચણ ઢીલા જ ઢબ;
સખી મારા પિયુનો, ઊતરી ગયો જ અમલ્લ.

આમ બ્રહ્મભટ્ટોનો ડાયરો જામેલો જ રહેતો. એટલે વેપારીઓને જામીન માટે કોઈને શોધવા જવું પડતું નહિ. તેમજ કેટલાક વેપારીઓ ઉઘરાણીદાર તરીકે પણ ખાસ બ્રહ્મભટ્ટોને જ પસંદ કરતા. હાલ પણ પાટણમાં આ પ્રથા ચાલુ છે.

આમ પંચાસરા પાર્શ્વનાથ જવાના રસ્તા ઉપર બ્રહ્મભટ્ટોનો ડાયરો બેસતો હોવાથી ઘણી વખત એકલદોકલ સ્ત્રી–પુરુષને કોઈ મુસ્લિમના ત્રાસમાંથી છોડાવતા પણ ખરા. ટાઈમ–બેટાઈમ કોઈ પોતાના આશરે આવે તો જીવના જોખમની પરવા કર્યા વગર તેના સ્થાને પહોંચાડી આવતા.

પાટણમાં જૈન વણિકોની મોટી વસ્તી હોઈ તેઓ ગામમાં ને ગામમાં કન્યાની આપ-લે કરતા. એટલે ચંપાને મહાલસા લત્તામાં પરણાવી હોવાથી અત્યારે તેને પોતાને સાસરે જવું હતું. સાંજ પડી જવાથી હાલની હવેલી શાક–મારકીટ આગળ ખોખાર યુવાનો એકઠા થયા હતા. આથી ચંપા સાથે નોકર હોવા છતાં બ્રહ્મભટ્ટોની સહાય

આવી પહોંચી. બેઠક ઉપર લેવા તેમની બેઠક આગળ તે આવી પહોંચી. બેઠક ઉપર માત્ર એકલા મોઢભાઈ બાપા જ બેઠેલા હતા. એટલે તેમને પહોંચાડવા આવવા આગ્રહ કરવા લાગી. પોતે કેટલાક વખતથી પિયરમાં હોવાથી—

થંભ થડકે, મેડી હસે, ખેલણુ લગ્ગી ખાટ;
સો સણાં ભલે આવિયાં, જેની જોતાં વાટ.

એવી વિરહાતુર થવાથી અને વળી સાસુ બીમાર પડયાં હોવાથી પતિગૃહે જવા ઉતાવળી બનાં હતી. મોઢભાઈ બાપાએ સાંજ પડવા આવી હોવાથી અત્યારે પાછી વળવા ચંપાને ઘણું કહ્યું. પરંતુ સાસુના મંદવાડનું કારણ બતાવી પોતાને મૂકી જવા આજીજી કરી. તેની કાકલૂદી-ભરી વાણી સાંભળી આખરે તે ૭૫ વર્ષના વૃદ્ધ મોઢ-ભાઈ બાપા તેમની જીવનસંગિની તલવાર હાથમાં લઈ ઇષ્ટદેવી મા કાલિકાનું સ્મરણ કરી ચંપાને મૂકવા તરપો-ળિયા તરફ ચાલ્યા. કારણ કે ભયને તે ગણકારતા ન હતા. તેમની નસેનસમાં શૂરાતનવાળું ખમીર વહી રહ્યું હતું. વળી તે ૭૫ વર્ષના વૃદ્ધ હોવા છતાં ભલભલા યુવાનોને પણ શરમાવે તેવી તલવાર ચલાવી જાણતા. તે નીડર હોઈ—

કાયા જાજો સાબદી, નાક મ જાજો નખ;
પાણી મ જાજો પાવળું, લોહી વહે ભલે લખ્ખ.

એમ માનતા હતા. પરંતુ આંખે ઝાંખ પડતી હોવાને લીધે જ ચંપાને પાછી ફરવા કહેલું; પરંતુ હવે જ્યારે તેને ગયા સિવાય ચાલે તેમ નથી એમ જણાયું એટલે તલવાર



લઈ આગળ થયા. તેઓ જ્યાં હવેલી નજીક આવ્યા ત્યાં રસ્તામાં ખોખાર યુવાનો બેઠેલા હતા. યુવાન મદમાતી ચંપાને જોઈ તેઓ ચાળે ચડયા. તેમને જોઈ ચંપાનો નોકર તો પાછે પગે પલાયન થઈ ગયો. ૨૦ વર્ષની આ નવયૌવના જૈન યુવતીના અંગને રૂંવાટે રૂંવાટે જુવાની જાણે હિલોળા લેતી હતી.

લંબ વેણી, લજ્જા ઘણી, પાંચે પાતળિયાં;
આછે છોયે નિપાવીઆં, કોકો કામનિયાં.

એવું તો તેનું રૂપ હતું. સફેદ સંગેમરમરની શિલા-માંથી કંડારેલી પ્રતિમા સમી એ નયનમનોહર રૂપયૌવ-નાના પાતાળના વાસુકી નાગને પણ ભુલાવે તેવા કાળા ભમ્મર વાળમાં હીરાની દામણી ધારણ કરેલી હતી, સુંદર ચટકદાર રંગના ઘેરદાર ઘાઘરા ઉપર લટકતી સુવર્ણ-મેખલાને ફરતું ઓઢેલું લીલા રંગનું ઉત્તરીય અદ્ભુત ચિત્ર ખડું કરતાં હતાં. દાડમની કળીશા દાંતની દંત-પંક્તિઓને ઢાંકતા નાનાશા હોઠની લાલાશ ભલભલી દેવાંગનાઓનાં સૌંદર્યને પણ ઝાંખું પાડતી હતી. આવી તે સ્વર્ગની અપ્સરા જેવી ચંપાને જોઈ ખોખાર યુવાનો નજીક આવી પહોંચ્યા અને મોઢભાઈ બાપાને કહેવા લાગ્યા કે 'બારોટ ચાચા! યહ બુલબુલ કહાંસે આયા? આપ જરા દૂર હટ જાઓ.' પરંતુ મોઢભાઈએ કહ્યું કે 'છોક-રાઓ! તમે વચ્ચે આવશો નહિ હું તેને પહોંચાડવા જાઉં છું માટે કંઈ પણ બોલ્યાચાલ્યા વગર તમે ચાલ્યા જાઓ.'

'ચાચા! બેહસ્તકી પરી દેખકર કૌન પીછે જાને-વાલા હૈ! તુમ તુમારે ચલે જાઓ. ઔર હમ ઉસકો મદાલસા લે જાતે હૈ. તુમ બુઢ્ઢા આદમી હેરાન હો જા-ઓગે.' એમ ખોખાર યુવાનો કહેવા લાગ્યા.

'હાં ખબરદાર! જો નજીક આવ્યા છો તો?' એમ કહી તે યુવકોને પોતાનાથી દૂર રાખવા મોઢભાઈએ પોતાની તલવાર કાખમાં દબાવી હતી તે એમ ને એમ મ્યાન સોતી(સહિત) આડી વીંઝવા માંડી. આથી ખોખારો થોડાક પાછા ખસ્યા. પરંતુ પાછળથી બીજા એક ખોખાર યુવાને આવી પહોંચી તેમને પડકાર્યા કે, લ્યાનત હૈ તુમ્હારી જાત પે! એક બુઢ્ઢાકી પાસ સે તુમ પીછેહઠ કરતે હો? ધૂલ પડી તુમ્હારી જુવાની પે: આથી તે યુવકો ડોસા ઉપર તૂટી પડયા. તે દરમિયાન આ બધો હલ્લો અને ગોકીરો જોઈ વણિકપુત્રી ચંપા મોઢભાઈની પાછળ આવતી હતી તે લાગ જોઈ પાછી નાઠી અને એક શ્વાસે પોતાને ઘેર પહોંચી ગઈ. અહીં મોઢભાઈ બાપા ચંપાને ત્યાં ઊભેલી ન દેખતાં ગભરાયા અને માન્યું કે ખોખારો તેને ઉપાડી ગયા. આથી વૃદ્ધાવસ્થામાં પોતાની આબરૂ ગઈ, હવે જીવીને શું કરવું? આમ વિચારી મ્યાન કાઢી નાખી તલવારથી લડવા લાગ્યા. તેમના હાથે કેટલાક યુવાનો ઘાયલ થવાથી ખોખારો નાસવા લાગ્યા. ડોસા પણ તેમની પાછળ પડયા. તેમને શૂર ચડેલું હોઈ આખો દેહ ક્રોધથી કંપતો હતો. પોતે ઠેરઠેર ઘાયલ થયેલા હોવા છતાંય ચંપાને પાછી મેળવવા તે યુવાનો પાછળ દોડયા. ખોખા-



રાને નાસતા જોઈ એક સૈયદ તલવાર સાથે ખોખારોની મદદમાં આવ્યો અને તે મોઢભાઈ બાપા સામે તલવારથી લડવા લાગ્યો. બન્ને જણ એકબીજાના પ્રહારોથી પુષ્કળ ઘાયલ થયા. પરંતુ બેમાંથી એક પણ પડયો નહિ. છેવટે સૈયદ થાકયો અને પોતાનો બચાવ કરતો કરતો તરપો-ળિયા( ત્રણ દરવાજા ) તરફ પાછો હઠવા લાગ્યો. મોઢભાઈ બાપા તેને પાછો હઠાવતા હઠાવતા ત્રણ દરવાજાના વચલા દરવાજામાં લાવ્યા, ત્યાં દરવાજાની ભીંતનો આશરો લઈ સૈયદ જોરથી લડવા લાગ્યો. બન્ને શૂરવીરોનાં શરીર લોહીથી તરબોળ થઈ જઈ લાલ કસૂંબલ રંગે રંગાઈ ગયાં હતાં. છેવટે બન્ને જણ એકબીજાની તલવારોથી કપાઈને દરવાજા વચ્ચે પડયા અને બન્નેના અમર આત્મા પરલોકને પંથે વળ્યા.

આજે પણ તે બન્ને વીર પુરુષોની માનતા માનવામાં આવે છે. પાટણ શહેરમાં લગ્નપ્રસંગે કોઈ પણ વરઘોડો જ્યારે ત્રણ દરવાજા( તરપોળિયા )ની વચ્ચેથી પસાર થાય છે ત્યારે તે બન્ને વીર પુરુષોને બન્ને બાજુના ગોખલા-ઓમાં શ્રીફળ ને ટકો અર્પણ કરવામાં આવે છે.

આમ મોઢભાઈ બાપા અમર થઈ ગયા કહેવાય છે કે ત્યારથી પાટણના જૈન મહાજન તરફથી બ્રહ્મભટ્ટોની બેઠકના ચોતરા ઉપર બે ઓરડીઓ બંધાવી આપવામાં આવેલી અને ડાયરાના કસુંબા–તંબાકુ વગેરેનો ખર્ચ પણ મહાજન તરફથી બાંધી આપવામાં આવેલો તેમજ જૈન વણિકોને ત્યાં લગ્ન વગેરે શુભ પ્રસંગોએ કેટલાક હક્ક તેમને ઠરાવી આપવામાં આવેલા.



# સતીની છત્રી

ધન રજપૂતાં રાણિયાં, ધન ધન જનની એહ;
જીવતડો જીવ આપતી, મૂઆં ચડંતી ચેહ.

હે રજપૂતાણીઓ ! તમને ધન્ય છે ! તમને જન્મ આપનાર તમારી જનેતાઓને પણ ધન્ય છે. જેઓ જીવન દરમિયાન જરૂર પડે તો પોતાનો જીવ આપતાં પણ અચકાતી નહિ અને પતિનું અવસાન થયા બાદ તેની ચિતા ઉપર ચઢી જઈ, સ્વેચ્છાએ અગ્નિસ્નાન કરી, સતી થાય એવી રજપૂતાણીઓ, તમને કોટી કોટી વાર ધન્યવાદ છે.



પ્રાચીન સમયથી જેની પવિત્રતાની ખ્યાતિ પ્રસિદ્ધ છે, તેવી સાભ્રમતી સરિતાનાં શ્વેત જલ જે ગામના લોકોની અનેકવિધ જરૂરિયાતોને પોષે છે, જે તેમની તૃષાને શાંત કરે છે, એટલું જ પૂરતું નથી, પરંતુ રસાળ અને ખેતીને ઉપયોગી તત્ત્વો પૂરાં પાડતો કાંપ–આ લોકમાતા સાભ્રમતી જે ગામનાં ખેતરોમાં દર સાલ પાથરે છે ને ખેતરોને આવશ્યક ખાતરથી ભરી દે છે અને શિયાળે, ઉનાળે જે ખેતરોમાં પીત પૂરું પાડે છે, એવા વરસોડા ગામને પાદર પવિત્ર નદી સાબરમતીનાં પાણી વહી રહ્યાં હતાં.

વરસોડા ગામમાં મહારાજ વનરાજ ચાવડાના વંશના ઠાકોર આશકરણજી ચાવડાના પુત્ર ઠાકોર રામદાસજી ચાવડા રાજ્ય કરી રહ્યા હતા. તેમણે પોતાના નાના ભાઈ વસુરાજસિંહજી ચાવડાને વરસોડાથી થોડે છેટે, પશ્ચિમમાં દશેક માઈલ દૂર આવેલ આજોલ ગામની જાગીર જીવારકામાં આપી. આથી વસુરાજસિંહજી પોતાની જાગીરમાં જઈ વસ્યા. તેઓ ભગવાન શંકરના મહાન ઉપાસક હોઈ આજોલ ગામથી પૂર્વ દિશામાં એકાદ માઈલ છેટે આવેલા શિવાલયમાં ભગવાન પશુપતિનાથ શંકરનાં દર્શન કર્યા સિવાય પાણી પણ પીતા ન હતા. આવો તેમનો નિયમ હતો આ મહાદેવ હાલ બોડયા મહાદેવ તરીકે આસપાસની ગ્રામ્ય જનતામાં ઓળખાય છે, તેમની મહાન રક્ષા તળે તેઓ છે, એવી જબરજસ્ત આસ્થા તેઓ ધરાવતા હતા.

જાગીરદારશ્રીને સિંહ સમા ચાર પુત્રો હતા અને

લક્ષ્મીના અવતાર સમી સજ્જનકુંવરબા નામની એક દીકરી હતી. દીકરી રૂપરૂપનો અવતાર હતી. ભગવાન બ્રહ્માજીએ થોડી થોડી માટીએ તેને ઘડી હતી. સફેદ સંગેમરમરની કોઈ પૂતળી ભગવાન વિશ્વકર્માએ કંડારીને તેમાં જીવ મૂકી દીધો હોય તેવી તે જણાતી હતી.

દીકરી સજ્જનકુંવરબાને નાનપણથી જ પિતાએ સુંદર સંસ્કાર આપવા માંડયા હતા. ચાર દીકરા વચ્ચે આ એક જ દીકરી હોઈ પિતાજીને મન દીકરી ખૂબ જ વહાલી હતી. પિતાનાં જાજરમાન લાડ વચ્ચે ઊછરતી દીકરી સજ્જનકુંવરબામાં નામ એવા જ ગુણ હતા. આટલાં આટલાં લાડ વચ્ચે ઊછરતી દીકરી જરાયે લાડઘેલી ન હતી. નાનપણથી રામાયણ, મહાભારત અને પુરાણોની કથા સાંભળતી. તેમાં સીતાજી, સાવિત્રી, ઉમિયા, દમયંતી વગેરે સ્ત્રીઓનાં ચરિત્રો સાંભળવાં તેને ખૂબ ગમતાં. આધુનિક જમાનાની મેવાડની પદ્મિની જેવી રજપૂત નારીઓનાં સતીત્વનાં જ્વલંત દૃષ્ટાંતો સાંભળવાં પણ તેને ખૂબ ગમતાં. મેવાડની મહાન ભક્તિમતી મહારાણી મીરાંબાઈનાં ભજનો તો તેને ખૂબ પ્રિય હતાં. આમ મહાન સતીઓના સંસ્કાર પીને તે પોતાના જીવનને પણ તેવું બનાવવા ઈચ્છતી હતી.

દીકરી ઉંમરલાયક થવા લાગી, એટલે ઉંમરના પ્રમાણમાં તેનામાં લાજ, શરમ અને સંકોચ આવતાં ગયાં. હમેશાં દરબારગઢનાં પટાંગણમાં ચપળ હરણીશી દોડાદોડ કરતી આ રાજકુંવરીની ચાલમાંથી મસ્તી જતી હતી અને



ગંભીરતા આવતી હતી.

હવે તેના વર્તનમાં પહેલાં જેવી બાળકવૃત્તિ દેખાતી ન હતી. દરેક માબાપને પોતાની દીકરી ઉંમરલાયક થતાં તેને યોગ્ય જગાએ વરાવવાની જેમ ચિંતા મનમાં થાય છે, તે પ્રમાણે જાગીરદારશ્રીને પણ આ દીકરીને માટે ચિંતા થવા લાગી. આથી એક વખત પોતાના કુળ-ગોર શ્રી ભવાનીશંકર મહારાજને બોલાવી તેમની સમક્ષ પોતાની આ ચિંતા વ્યક્ત કરી અને રાજસ્થાનમાં જ્યાં પોતાના કુળની દીકરીઓને પરણાવવામાં આવતી હતી, એવાં ખાનદાન સ્થળોમાં જઈ તેને માટે યોગ્ય વર શોધી લાવવાની વિનંતી કરી

કુળગોર શ્રી ભવાનીશંકર મહારાજ યોગ્ય મુહૂર્ત જોઈ રાજસ્થાન તરફ સીધાવ્યા. રાજસ્થાનમાં ફરતાં ફરતાં મેવાડમાં આવેલા ઢેલાણા નામના સ્થળે તેમનું મન ઠર્યું. ત્યાંનો રાજવી રૂપે, ગુણે સજ્જનકુંવરબાને માટે યોગ્ય લાગ્યો. આથી સગાઈનું પાકું કરી શ્રીફળ અર્પણ કરી દઈ ખાંડું મોકલવાની તિથિ, સમય વગેરે દરબારને જણાવી દઈ, બધું જ કામકાજ પાકે પાયે કરી દઈ આજોલ પધાર્યા

આજોલ આવી જાગીરદારશ્રીને સર્વ હકીકત નિવેદન કરી. ગોર મહારાજના નક્કી કર્યા પ્રમાણે જાગીરદારશ્રીએ પોતાની એકની એક દીકરીનો વિવાહ માંડયો. પોતાના સ્થાન અને સ્થિતિ પ્રમાણે જાગીરદારશ્રીએ સારો એવો ખર્ચ કર્યો. દીકરીને સારો એવો દાયજો આપ્યો. ખાંડા સાથે આવેલા મહેમાનોની પણ સારી પેઠે મહે-

માનગતી કરી તેમનું મોંઘેરું આતિથ્ય માણી રાજસ્થાનના આ રજપૂતો પણ ખૂબ આનંદવિભોર બની ગયા.

મુહૂર્ત પ્રમાણે કન્યાને વિદાય કરવાની વેળા આવી. ખાંડાની સાથે આવેલ માફો (વેલડું-રથ) સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો. તેમાં દીકરીને બેસાડી સાથે દાયજામાં આપેલી વસ્તુઓ ભરેલું ગાડું પણ હતું. કુટુંબની સ્ત્રીઓ ગાતી હતી :

દાદા મારા, આપવું હોય તે આપો,
પરદેશી સાથે ચાલવું મારા રાજ !

દાદે આપ્યાં હાથીડાનાં દાન,
ઉપર આપી અંબાડી મારા રાજ !

આપ્યાં કડલાંનાં દાન,
ઉપર આપી કાંબીઓ મારા રાજ !

આપ્યાં આપ્યાં હાંસડીઓનાં દાન,
ઉપર આપ્યા ટૂંપિયા મારા રાજ !

આવાં આવાં લગ્નનાં મધુર ગીતો નારીવૃંદના કંઠમાંથી ગળાઈને આવતાં હતાં. અને તે વેળાએ દીકરીને વળાવતી વખતે જાગીરદારશ્રીની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. અત્યાર સુધી પોતાની પાસે ઊછરેલી દીકરીને પારકે ઘેર મોકલતાં તેમનો જીવ ચાલતો ન હતો. દિલમાં અતિશય દર્દ થતું હતું દીકરીને પણ પોતાનાં માતાપિતાની શીળી છાયા તજી પોતાનાથી તદ્દન અજાણ એવા શ્વસુરગૃહે જતાં ખૂબ જ દુઃખ થતું હતું. છેવટે ભારે હૈયે દીકરીને માફામાં (વેલડામાં) બેસાડવામાં આવી.



માફામાં બેસતાં જ કોઈની છીંક થઈ. આથી વહેમી પ્રકૃતિનાં માતાપિતાએ દીકરીને વેલડામાંથી ઉતારી લીધી અને પાણી પાઈ થોડી વાર પછી તેમાં બેસાડી, અને ભારે હૈયે વિદાય આપી.

આમ તો સજ્જનકુંવરબા ખૂબ સમજુ અને શાણાં હતાં, વળી ધૈર્યવાન પણ હતાં, પરંતુ તેમની જમણી આંખ ફરકવા લાગી હતી, આથી તેમનું મન અપશુકન માનતું હતું. આજે વિદાય વેળાએ જ સામી છાતીએ છીંક થઈ હતી અને શુકન પણ બરાબર થયા ન હતા. વળી પોતાની જમણી આંખ ફરકતી હતી. અને તે ઉપરાંત ઘેરથી નીકળતાં પહેલાં થોડી વાર અગાઉ પોતાને હાથે ઘીથી ભરેલા ગાડવામાંથી ઘી ઢોળાયું હતું. એટલે આ બધું જોઈ તેમને અમંગળ ભાવિની આશંકા થયા કરતી હતી. પરંતુ મનમાં ઇષ્ટદેવનું નામ લઈ તે

નીકળ્યાં વિદાય વખતે મહિયર પક્ષની સ્ત્રીઓએ ગાયેલા ગીતની એક કડી તેમને વારંવાર યાદ આવતી હતી :

દીકરી ! મોટાં ના હો તો રૂડાં કહાવજો રે.

એટલે કે દીકરીબા ! તમે મોટાં અર્થાત મહાન, સંસ્કારી અને ખાનદાન માતાપિતાનાં ફરજંદ હો તો તમારી સાસરીમાં જઈને તમારી સંસ્કારિતાની ફોરમ એવી ફેલાવજો કે જેથી તમારી ખાનદાની અને સંસ્કારિતાની કીર્તિ ચોગરદમ ફેલાઈ જાય. તેથી તમે રૂડાં કહેવાઓ.

આમ આવા અનેક વિચારો કરતાં કરતાં તેઓ

શ્વસુરગૃહ તરફ આગળ વધતાં હતાં. દડમજલ દડમજલ કરતાં સજ્જનકુંવરબાનું વેલડું અને તેમની સાથેનાં ખાંડા સાથે આવેલ ઘોડેસવારો તેમ જ તેમને મૂકવા માટે સાથે જઈ રહેલ તેમના બે નાના ભાઈઓ પ્રવાસ કરી રહ્યા છે. ગુજરાતની લીલીકુંજાર જેવી લીલુડી ધરતીને ઓળંગી તેમનો કાફલો રાજસ્થાનની સૂકી ધરતી ઉપર આવી ગયો છે. હવે તો ચારે બાજુ લીલોતરીવાળી ધરતીને બદલે ચોગરદમ સૂકી વેરાન ધરતી દૃષ્ટિગોચર થવા લાગી અને એમ થોડે થોડે અંતરે વિસામો લેતાં લેતાં તેમની સાસરીનું સ્થળ થોડુંક દૂર રહ્યું ત્યાં તેમણે મુકામ કર્યો. અને રાત્રિ અહીં ગાળવાની હોવાથી પોતે જમીને નિદ્રાધીન થયાં. પરંતુ એક ભયંકર સ્વપ્ન આવવાથી તે જાગી ગયાં અને પછી આખી રાત તે સ્વપ્નનો વિચાર કરતાં કરતાં તેમણે પસાર કરી. સ્વપ્નમાં તેમણે ભયંકર અવનવા દેખાવો જોયેલા અને તે ઉપરથી પોતાના ભાવિનાં અમંગળ એંધાણ તેમને થવા લાગ્યાં. સવારે નિત્યકર્મથી પરવારી નાસ્તાપાણી કરી તે ગામથી તે વિદાય થયાં જેવાં તે ગામની બહાર નીકળ્યાં, તેવાં જ સામેથી કોઈ ઘોડેસવારો પૂરઝડપથી આવી રહેલા જણાયા, તે જોઈ તેમની સાથેના માણસો ઘડીભર વિચારમાં પડી ગયા. કદાચ કોઈ ડાકુઓ હોય તે હિસાબે તેઓ તથા સાથે આવેલા તેમના બે ભાઈઓ વગેરે હથિયાર સજી તૈયાર થઈ ગયા. પરંતુ ઘોડેસવારો નજદિક આવતાં ઓળખાયા. અને સૌએ હથિયાર મ્યાન કર્યાં.



આવનાર ઘોડેસવારો તેમના શ્વસુર પક્ષના જ હતા. તેમણે આવતાંની સાથે આ રસાલાના આગેવાન માણસ સાથે કંઈક ખાનગી વાતચીત કરવા માંડી. તે વખતે સજ્જનકુંવરબાની જમણી આંખ બહુ જ ફરકવા લાગી. સજ્જનકુંવરબાએ તે વાતચીત તરફ કાન માંડ્યા. તે અરસામાં પાસેના ઝાડ ઉપરથી એક ચીબરી કળેળાટ કરતી ઊડી ગઈ. આ બધાં વિચિત્ર એંધાણો ઉપરથી સજ્જનકુંવરબાનું મન બહુ જ વિમાસણમાં પડ્યું.

થોડી વારમાં જ તેમના રસાલાના આગેવાને તેમનું વેલડું પાછું વાળવા તેમના ભાઈઓ વગેરેને જણાવ્યું. આ સાંભળતાં જ સજ્જનકુંવરબાએ પોતાના ભાઈઓને પોતાની પાસે બોલાવ્યા. અને વેલડું શા માટે પાછું વાળવાનું કહેવામાં આવે છે તેનું કારણ પૂછ્યું. ભાઈઓ તો એકદમ તેનું કારણ જણાવી શક્યા નહિ, પરંતુ સાથેની દાસી પેલા આગંતુક ઘોડેસવારો પાસેથી હકીકત જાણીને આવી હતી, તેણે કહેવા માંડ્યું :

'બહેનબા ! જેમની સાથે તમારા લગ્ન થવાનાં હતાં, તે દરબારશ્રીનું ગઈ કાલે રાત્રે અચાનક અવસાન થયું છે, એટલે ત્યાંથી સમાચાર આવ્યા છે કે હવે આવનાર કન્યાને પાછી વાળવી. હજુ તમારું લગ્ન થયેલ ન હોવાથી તમે તમારા પિતાને ઘેર પાછાં જઈ શકો છો, અને ત્યાં બીજા યોગ્ય માણસ સાથે પિતા તમને બીજે વરાવી શકે છે.'

દાસીની આ વાત સાંભળી આ ચાવડી રજપૂત કન્યા

સજ્જનકુંવરબા સઘળી વાત સમજી ગયાં. રજપૂતોમાં ઘણાખરા પ્રસંગોમાં વરરાજા જાન લઈને પરણવા આવતા નથી. પરંતુ ખાંડું એટલે તલવાર મોકલવામાં આવે છે. પછી શ્વસુર પક્ષે ગયા બાદ ત્યાં વરરાજા ખાંડા સાથે આવેલી કન્યા સાથે વિધિસર લગ્ન કરે છે, અને ત્યારે જ તે કન્યા તેની કાયદેસરની પત્ની બને છે. જ્યાં સુધી આ પ્રમાણે વિધિસર લગ્ન ન થાય ત્યાં સુધી કન્યા તેની કાયદેસરની પત્ની ગણાય નહિ. પરંતુ આ તો ચાવડા કુળની કન્યા હતી. પોતાના પિતાને ત્યાં રહી તેણે જે સંસ્કારો લીધા હતા, તે અત્યારે તેનામાં દીપી નીકળ્યા.

તેના મોઢા ઉપર અચાનક એક જુદા જ પ્રકારનું અપાર્થિવ તેજ ચમકવા લાગ્યું. તેના આખાયે શરીરમાં એક જાતની ન સમજાય તેવી ઝણઝણાટી વ્યાપી ગઈ. તેણે વેલડું પોતાના સસરાના ગામ ભણી હાંકવા આજ્ઞા કરી અને પોતાના ભાઈઓ તેમજ સાથેના બધા સમુદાયને જણાવી દીધું કે પોતે પોતાના પિતાના ઘેરથી આ ઠાકોરને ત્યાં આવવા નીકળી ત્યારે જ તે તેમને મનથી વરી ચૂકી છે. એટલે હવે તેમાં કંઈ જ ફેરફારને અવકાશ નથી. આવેલા ઘોડેસવારોને તેમણે કહેવડાવ્યું કે, 'તમે ઝડપથી ત્યાં પહોંચી જાઓ અને મારા ત્યાં આવ્યા પહેલાં મારા પતિને અગ્નિસંસ્કાર કરવા દેશો નહિ. મને સત્ ચઢયું છે એટલે હું તેમની સાથે સતી થવા માગું છું.'

તેમનો આ નિરધાર સાંભળીને તેમની સાથેની



આખીયે મંડળી સ્તબ્ધ થઈ ગઈ. તેની સાથેના ઘરડેરાઓને તો લાગ્યું કે આ નાનકડી બાઈ એકદમ લાગણીવશ થઈને આ રીતે બોલે છે, પણ ઘડી પછી વાસ્તવિકતાનું ભાન થતાં ઠેકાણે આવશે. પરંતુ આ બાઈ તો કોઈ જુદી જ માટીમાંથી બનેલી લાગી. તે સાસરે પહોંચવા આતુર બની.

ઘોડેસવારોએ ઝડપથી પહોંચી જઈ સજ્જનકુંવરબાના આવવાની અને તેમણે પાછાં ન વળતાં પોતે સતી થવાની જણાવેલી ઈચ્છાની જાણ પણ કરી દીધી. આથી તો આવનાર ચાવડા રાજકન્યા કે જેણે હજુ તો પતિને જોયા પણ નથી, જેનાં વિધિસર લગ્ન પણ થયાં નથી, છતાં સતી થવા તૈયાર થઈને દડમજલ કરતી આવી રહી છે તેવા સમાચાર આખાયે ગામમાં વાયુવેગે ફેલાઈ ગયા. આ સમાચાર તે ગામમાં ફેલાયા એટલું જ નહિ, પણ આસપાસનાં ગામડાંઓમાં પણ ફેલાયા. એટલે આ પ્રસંગ જોવા અને સતીમાનાં દર્શન કરવા હજારોનો માનવ-મહેરામણ ત્યાં એકઠો થયો

થોડી જ વારમાં ચાવડી સજ્જનકુંવરબાનો રસાલો ત્યાં આવી પહોંચ્યો. કુળપુરોહિતે આવીને તમામ ધાર્મિક સંસ્કારો કરાવી દીધા.

ઠાકોર સાહેબના શબને અગરચંદનની ચિતામાં પોઢાડવામાં આવ્યું. દેવી સજ્જનકુંવરબા ધીર ગંભીર પગલે, જેમ કોઈ હર્ષઘેલી પત્ની, પોતાના પતિને ઉમળકાભેર મળવા જતી હોય, તેમ ઉલ્લાસિત રીતે ચાલવા

લાગ્યાં. માથાના વાળ ગરદન ઉપર છૂટા ફેલાયેલા હતા. કપાળમાં કંકુની આડ લલાટને દેદીપ્યમાન બનાવી રહી હતી સોળે શણગાર તેમણે સજ્યા હતા. અને ચહેરા ઉપર એવું તો અપાર્થિવ તેજ ઝળહળતું હતું કે તેને જોવા આવનાર તમામ માણસો તે જોઈ સતીમાને આપો-આપ મસ્તક નમાવતા હતા. 'સતીમાનો જય! સતી સજ્જનકુંવરબાનો જય!' એવા ગનગભેદી અવાજો અને ઢોલ, નગારાં તથા શરણાઈઓના સરોદો વાતાવરણમાં કોઈ દિવ્ય ચેતના ફેલાવતા હતા.

સ્મશાનમાં જઈને ધાર્મિક સંસ્કારો કરવામાં આવ્યા. અનેક ભયંકર રોગવાળા રોગીઓ તેમ જ વાંઝિયામહેણું ભાંગવાની ઇચ્છાવાળી બાળક વિહોણી સ્ત્રીઓએ સતીમાને પગે પડી તેમના આશીર્વાદ મેળવ્યા.

જેમ કોઈ પરણવાને તૈયાર થયેલી કન્યા લગ્નમંડપમાં જઈને પતિ સાથે હાથેવાળો કરવા માહ્યરામાં જઈ બેસે એમ તે ચિતા ઉપર ચઢીને બેસી ગયાં અને પોતાના પતિનું મસ્તક ખોળામાં લીધું.

એ વખતે હાજર રહેલી માનવમેદનીએ 'સતીમાનો જય!' 'ચાવડી દેવી સજ્જનકુંવરબાનો જય!' એવા ગગનભેદી અવાજ કરી વાતાવરણ ગજાવી દીધું. પછી સતીમાએ પોતાના ભાઈઓને નજદિક બોલાવી કહ્યું: 'અહીં આજે હું સતી થાઉં છું, તેમાંથી મારાં થોડાંક ફૂલ (બળેલાં અસ્થિ) તમે આપણી જન્મભૂમિ આજોલ ગામે લઈ જજો. અને ત્યાં આપણા બાપદાદાના સ્મશાનમાં



કોઈ એક સારા સ્થળે ભંડારી તેની ઉપર મારી એક છત્રી બંધાવજો. બા-બાપુને મારા પ્રણામ કહેશો ને જણાવજો કે તમારી દીકરીએ તમારું આપેલું સંસ્કારધન ઉજાળ્યું છે. ભગવાન સૌનું કલ્યાણ કરો."

સજળ નયને બંને ભાઈઓએ પોતાની આ ભવ્ય ભગિનીનો છેલ્લો સંદેશ સાંભળ્યો અને રડવા માંડ્યું. કેવી આશાઓ સાથે પોતે બહેનને તેની સાસરીમાં વળાવવા આવેલા અને તેને બદલે બહેનનું મૃત્યુ જોવાનો સમય આવ્યો જાણી ખૂબ શોકમગ્ન થઈ આક્રંદ કરવા લાગ્યા. આ જોઈ સજ્જનકુંવરબાએ ભાઈઓને અગાઉની હિંદુ સતીઓનાં અનેક દૃષ્ટાંતો આપી સમજાવીને શાંત કરી આશીર્વાદ આપ્યા. પછી એકત્ર થયેલ બધાં માનવીઓનું કુશળ વાંચ્છી પતિ સાથે દેવી સજ્જનકુંવરબા સતી થયાં.

એક કવિ ખરું જ કહે છે કે:

સનેહે સહુકો મરે, સગપણ મરે ન કોઈ;
મા જીવે સુમણ મરે, પ્રીતિ પટંતર જોઈ.

સગપણના કારણે કોઈ મરતું નથી, પણ સ્નેહવશ થઈને પ્રીતિને કારણે સહુ કોઈ મરે છે. આ જગતમાં પ્રેમ અદ્‌ભુત છે! કારણ કે દીકરાને જન્મ આપનાર જનની દીકરાના મરણ પાછળ મરી જતી નથી, પણ આજકાલની આવેલી તેની પત્ની પતિ ઉપરના પ્રેમને વશ પતિની ચિતામાં પોઢી જાય છે.

દેવી સજ્જનકુંવરબાની છેલ્લી ઈચ્છા પ્રમાણે તેમના બંને ભાઈઓ તેમનાં પવિત્ર અસ્થિ(ફૂલ)ને પોતાની સાથે પોતાના ગામ આજોલ લઈ ગયા અને બાપ-દાદાની સ્મશાનભૂમિમાં એક ઊંચાણવાળી જગ્યા ઉપર તે ભંડારી તેના ઉપર વિશાળ છત્રી બંધાવી.

આખું ગામ પોતાના જાગીરદારની દીકરીએ આમ આ રીતે ભવ્ય કુરબાની કરી ભારતની રજપૂત સતીઓમાં આગલી હરોળમાં સ્થાન મેળવ્યું-તેનું ગૌરવ માનવા લાગ્યું.

આજે પણ તે પવિત્ર ચાવડા કન્યા દેવી સજ્જન-કુંવરબાની છત્રી આજોલ ગામની ઉગમણી બાજુએ આવેલ માણસા-વિજાપુર રોડની પશ્ચિમ બાજુએ ઊભી છે અને તેમની ઉજ્જવળ યશકીર્તિની યાદ આપે છે.





## ભગ્ન હૃદય

ઉત્તર ગુજરાતના એક નાનકડા ગામડામાં, ગામ બહાર, પાદર નજીક કેટલીક છોકરીઓ ભેંસો ચરાવતી હતી. તેમાં એક તેજસ્વી ચહેરાવાળી અને રૂપના અંબાર સમી એક છોકરી હતી. મોઢું આકર્ષક અને ખૂબ મોહક હતું. તેના ચહેરામાંથી તંદુરસ્તીની ખૂશબુ નીતરતી હતી. બધી જ છોકરીઓ ચરતી ભેંશો તરફ ધ્યાન રાખતી અને પાદરના વડલા નીચે રમતો રમતી અથવા ગીતો ગાતી....આ તેમનો હમેશનો કાર્યક્રમ

હતો. ગામના પાદર આગળથી કોઈ કોઈ વખત ડફેરો જેવા લાગતા, કાળી ભયાનક આંખોવાળા અને બિહામણી દાઢીવાળા માનવીઓ ઊંટ ઉપર સવાર થઈ જતા–આવતા. તેમને જોઈ બીજી છોકરીઓ તો ડરીને બેબાકળી બનીને આઘીપાછી જતી રહેતી. પરંતુ ઉપર્યુક્ત છોકરી તો નીડરતાથી પોતાની જગાએ ઊભી રહી પેલી છોકરીઓને ડરવા માટે ઠપકો આપતી.

આવી આ ફૂટડી છોકરીને જોઈ એક ઊંટસવારનું ધ્યાન તેના તરફ ખેંચાયું, અને તે તેને ટીકી ટીકીને જોઈ રહ્યો આથી છોકરીને કુતૂહલ થયું. અને તેથી તે પેલા ઊંટસવારની હિલચાલ જોઈ રહી હતી.

આજે તે જ ઊંટસવાર બીજા એક જમ જેવા સશક્ત આદમીને સાથે લઈ આ જગાએ આવી રહ્યો હતો. છોકરીઓ જ્યાં ભેંશો ચારતી હતી ત્યાં આગળ ઊંટ આવતાં અચાનક પેલા ઊંટવાળાના હાથમાંથી તેની સોટી પડી ગઈ. ઉપર્યુક્ત છોકરીને ઉદ્દેશીને તે ઊંટવાળાએ સોટી આપવાનું કહ્યું. પ્રથમ તો તે ગભરાઈ, પરંતુ બીજી છોકરીઓને ન ડરવાનો ઉપદેશ આપનારી પોતે જ જો ડરે તો તે બરાબર કહેવાય નહિ એમ વિચારી, હિંમત રાખી, સોટી આપવા તેણે જેવો હાથ લંબાવ્યો, કે તરત જ પડછંદ દેહધારી માનવરાક્ષસે નીચા નમી તેના હાથને પકડી લીધો અને તેને અદ્ધર ઊંચકી લઈ ઊંટ ઉપર નાખી દીધી. પછી તરત ઊંટ દોડાવી મૂક્યા. અસલ સવારીનો આ ઊંટ હોવાથી



એકદમ ઊડતો હોય તેમ તે દોડવા લાગ્યો અને જોતજોતામાં દૂર દૂર નીકળી ગયો. જોડેની છોકરીઓએ બુમરાણ મચાવ્યું. લોકો ભેગા થઈ ગયા અને એક બે ઘોડેસવારો પેલા ઊંટવાળાની પાછળ પડ્યા પણ ઊંટને પકડી શક્યા નહિ આખો દિવસ તેની શોધમાં રખડ્યા, પણ તે ઊંટસવાર કે છોકરી કોઈ હાથમાં આવ્યાં નહિ. થાકીને નિરાશ થઈ તેઓ સંધ્યા સમયે ગામમાં પાછા આવ્યા. છોકરીનાં માબાપે છાતીફાટ કલ્પાંત કર્યું. પરંતુ મુસલમાનો ઉપાડી ગયા હોઈ હવે તે કામની નથી એવું માન્યું અને છેવટે તેને મરણ પામેલી સમજીને મન વાળ્યું.

ઊંટસવારે છોકરીને લઈને ઊંટ દોડાવ્યો ત્યારે છોકરીએ છૂટવા માટે ખૂબ ધમપછાડા માર્યા. પોતાની તમામ શક્તિથી તેણે તે બંને મરદોનો સામનો કર્યો. પરંતુ બબ્બે ભયંકર નરરાક્ષસો આગળ સત્તર અઢાર વર્ષની એક નાજુક બાળા ક્યાં સુધી ઝઝૂમી શકે? તેણે બે ત્રણ બટકાં ભર્યાં અને ઊંટ ઉપરથી નીચે પડવા ખૂબ પ્રયત્ન કર્યા. ઊંટસવારે દૂર દૂર જંગલમાં ઊંટ હંકારી જઈ, નીચે ઊતરી, તે છોકરીને ખૂબ માર માર્યો. પછી મોઢામાં ડૂચો ઘાલી, એક કોથળામાં પૂરી, કોથળો ઊંટ ઉપર ચઢાવી તેમણે ઊંટને મારી મૂક્યો. ‘માર લાગા દેવતા નાસે’ એ ન્યાયે આ એક નાનકડી સુકોમળ અબળા પોતાના ભાગ્યને દોષ દેતી ચોધાર આંસુએ રડતી

ફફળતી કોથળામાં પડી રહી.
ધોમધખતા બપોર જામ્યા અને મધ્યાહ્નનો સૂર્ય
તપવા લાગ્યો, જાણે અગ્નિ વરસવા લાગ્યો. ચારે બાજુ
લૂ લાગવાથી પક્ષીઓ પણ ક્યાંયે નજરે પડતાં ન હતાં.
નાખી નજર પણ પહોંચે નહિ ત્યાં સુધીનો પ્રદેશ સૂકો ને
વેરાન તેમજ નિર્જન હતો. અસહ્ય ગરમીની લૂથી ધરતી
ધખધખી ઊઠી હતી. તે વખતે રણુને રસ્તે આ ઊંટ ત્રણ
માનવીઓને લઈ હડી કાઢી રહ્યો હતો. તે દોડતો ન હતો.
પણ જાણે ઊડતો હોય તેમ લાગતું હતું. છોકરીને કોથળા-
ની અંદર અસહ્ય ગરમીની અને વાગેલા મારના સોળનો
વેદના થતી હતી. તેથી વેદનામાં ને વેદનામાં તે બેભાન
થઈ પડી રહી. સાંજના સૂર્યનારાયણ પણ એક નિરાધાર
અબળા ઉપર ગુજારેલા આ ભયંકર જુલમથી જાણે ક્રોધા
તુર બની ગયા હોય, તેમ લાલચોળ દેખાવા લાગ્યા.
છેવટે પોતાનાથી તેનું દુઃખ જોયું જતું ન હોય તેમ
અસ્તાચળે અદૃશ્ય થઈ ગયા.

રણુ ઉપર અંધારું છવાવા લાગ્યું. પાપીના પાપભર્યા હૈયા જેવી એ ભયંકર અંધારી રાત્રિ હતી. ધીમે ધીમે તે ભયંકરતામાં વધારો થઈ કાજળ જેવી કાળી ઘોર અંધારી રાત્રિ જામતી હતી. તેવે વખતે રણુના મધ્યભાગમાં ઊંટને થંભાવી આ ભયંકર મુસાફરો નીચે ઊતર્યા. કોથળામાંથી બાળાને બહાર કાઢીને તેનાં બંધન છૂટાં કર્યાં. તો તે લોચો થઈ ગયેલી બેભાન દશામાં જણાઈ. પરંતુ તે બેભાન બાળાને બહારની તાજી



હવા મળતાં જ તેનામાં તાજગી આવી અને થોડી વારે ભાનમાં આવી. ભાન આવતાં જ ચારે તરફ નજર ફેરવી તો ઘોર અંધારામાં ચારે બાજુ રેતીનું ભયંકર રણુ દૃષ્ટિગોચર થયું. આવી ભયંકર ઘોર અંધારી રાત્રિએ આવા ભયંકર રણુમાં પોતાને આવી ઉપસ્થિતમાં જોઈ પ્રથમ તો તે ગભરાઈ. પરંતુ પેલા દુષ્ટો નજરે પડતાં જ આ ક્ષત્રિય બાળાને ખૂબ ગુસ્સો ચઢ્યો. પોતે આવા ભયંકર સ્થાનમાં એકલા છે, તે ભૂલી જઈને પણ તે નરાધમોને ગાળો ભાંડવા માંડી. થાકીને છેવટે ચૂપ થઈ ને તે દરમિયાન આ દુષ્ટોએ તેમનું રાત્રિભોજન પતાવી દીધું અને બાળાને નાસ્તા માટે ખજૂર અને ચણા વગેરે આપવા માંડ્યા, પણ તેણે ખાધું નહિ. થોડીક વાર વિસામો ખાઈ પાછા પેલી છોકરીને લઈને ઊપડ્યા અને આમ ને આમ રણુને પેલે પાર દૂર દૂર ગામડાના એક પઠાણુને તે છોકરી વેચી દીધી.

આ લોકો લોહીનો વેપાર કરનારી ટોળીના સાગરિતો હતા. ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ અને મારવાડ વગેરે સ્થળેથી રૂપાળી હિંદુ છોકરીઓને ઉઠાવી લાવી આ બાજુ વેચવાનો ધંધો તેઓ ધમધોકાર ચલાવતા હતા.

જે પઠાણુને ત્યાં આ બાળા વેચાઈ તે એક નાના ગામડાનો હતો. તેણે ગામડામાં જઈ આ ખૂબસુરત લલનાને 'સુખી' કરવા ઘણા ઘણા પ્રયાસો કરવા માંડ્યા, પરંતુ કેમે કરી તે બાળાનું હૈયું ઠરતું ન હતું. શરૂઆતમાં તો તેણે ખોરાક જ ન લીધો.

પોતાનું ઓળિયું ન અભડાવવું, એ તેનો નિશ્ચય હતો. આથી તે પઠાણની કોઈ પણ ઇચ્છાને તાબે થતી ન હતી. તેની આંખમાં કોઈ એવા પ્રકારનું અપાર્થિવ તેજ દેખાતું કે જેથી પેલો પઠાણ તેના પર બળાત્કાર કરવાની હામ ભીડી શકતો ન હતો. કોઈ કોઈ વાર માર મારી પોતાની ઇચ્છાને વશ બનાવવાનો પ્રયત્ન કરતો, તો પણ તેની મક્કમતા જોઈને ઢીલો પડતો. વળી કદાચ તે આપઘાત કરી બેસે તે બીકે પણ તે તેનાથી ડરતો રહેતો. આથી તે સમજાવટ અને ધીરજથી કામ લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અને એક નોકર જેમ શેઠાણી આગળ નમ્ર બની સેવા ઉઠાવે, તેમ તે તેની સેવા ઉઠાવવા લાગ્યો. પરંતુ તેને ખબર ન હતી કે,

> 'કેશરી મૂછ, ભોરીંગ મણિ, શૂરા શરણાગત,
> સતીનો પાલવ, કૃપણધન, (તે) મૂએ જાય પર હસ્ત.'

અર્થાત કેશરી સિંહની મૂછ, મણિધર નાગના માથા પર રહેલો મણિ, શૂરવીર મરદને શરણે આવેલો માનવ, સતી સ્ત્રીનું શરીર અને કંજૂસ માનવીનું ધન એટલાં વાનાં તેમના મર્યા પછી જ બીજાના હાથમાં જાય છે. જ્યાં સુધી તેમના શરીરમાં પ્રાણ હોય છે ત્યાં સુધી બીજાના કબજામાં જતાં નથી.

પરંતુ માનવીની આશા અમર છે અને દરેક માનવી એ આશાતંતુ ઉપર જ જીવે છે ને? ધીરે ધીરે તેણે તે પઠાણની સમજાવટથી દૂધ અને ખજૂર લેવા માંડયાં.


તક મળે તો જાનના જોખમે પણ નાસી છૂટવું એવો નિશ્ચય કરી જીવન ટકાવી રાખવા પૂરતો જ ખોરાક લેવા માંડયો અને પહેલાં જેમ વારંવાર રડવાનું બંધ કર્યું. આમ પોતાના વાસ્તવિક જીવનમાં થોડીક પલટાતી ગઈ છતાં પણ કોઈ કોઈ વાર એકલી પડતાં જ કલાકોના કલાકો સુધી તે રડતી બેસી રહેતી અને પોતાના ભાગ્યને દોષ દેતી તે નદીને કિનારે નાહવા-ધોવા જતી. એકલી ને એકલી પોતાના વહાલા વતન ગુજરાતની દિશા તરફ જોઈ શૂન્યમનસ્ક થઈ બેસી રહેતી સમયનું ભાન પણ તેને રહેતું નહિ આમ તે અર્ધપાગલ જેવી હાલતમાં રહેવા લાગી. કોઈ કોઈ વાર રાતના ઊંઘમાંથી જાગી જતાં પોતાની પ્યારી માભોમ ભણી નાસી જવાની અનેક તરકીબો તે વિચારતી. કોઈ કોઈ વાર તે પઠાણનું ખૂન કરી નાસી જવાનું તેને મન થતું. પરંતુ તેનો અંતરાત્મા તેને ખૂન કરવા ના પાડતો. આમ દુઃખમાં ને દુઃખમાં તેનું જીવન પસાર થતું હતું.

સિંધને પેલે પાર કરાંચીથી લગભગ ૨૫૦ માઇલ દૂર, મકરાણ અને કલાત રાજ્યોની વચ્ચે હિંગોળ નામની નદીની પાસે હિંગળાજ માતાજીનું જુગજૂનું પ્રખ્યાત સ્થાનક આવેલું છે. તે જગ્યા ડુંગરાઓની વચ્ચે એક મોટી ગુફામાં આવેલી છે. ત્યાં ભયંકર જંગલી પ્રાણીઓ સિવાય બીજી કોઈ માનવવસ્તી રહી શકતી નથી. એવી એ ગુફાની અંદર માતાજીની મોટી ભવ્ય મૂર્તિ આવેલી

છે. તે હિંગળાજ માતાજીને ખૂબ જ ચમત્કારિક માનવામાં આવે છે અને પરાપૂર્વથી ભારત દેશના દરેક પ્રદેશમાંથી અનેક સાધુસંતો અને ગૃહસ્થો ત્યાં માતાજીનાં દર્શને અનેક સંકટો વેઠતાં વેઠતાં સાહસ કરીને પણ જાય છે

એવાં એ હિંગળાજ માતાજીનાં દર્શને ગુજરાતનો એક રખડતા રામ જેવો સાધુ પણ ઊપડયો. કેટલાયે સાધુઓના સંગમાં હિંગળાજ માતાજીનાં દર્શનેથી પાછા ફરતાં આસપાસનો પ્રદેશ જોવા તે મકરાણ અને કલાત પ્રદેશોમાં ફરતો ફરતો આ ગામડામાં આવી પહોંચ્યો. અને આ ગામડાની પાસે આવેલી નાનકડી નદીને કિનારે એક સુંદર રમણીય જગા હતી ત્યાં મુકામ કર્યો. દિવસ આથમી ગયો હતો એટલે નદીમાં સ્નાન કરી પોતાની પાસેનાં ખજૂર અને ચણાનો નાસ્તો કરી, બાવાજીએ નદાના એક ભેખડ ઉપર પથારી કરી. રણના પ્રદેશમાં આકાશ નિરભ્ર હોવાથી સ્વચ્છ આકાશમાં તારલિયાઓ ચમકી રહ્યા હતા અને આકાશ સુંદર સ્વચ્છ હોવાથી બધા જ નક્ષત્રગણો, જેમ માતા પોતાનાં સૂતેલાં બાળકોને પ્રેમસમી અમીદષ્ટિથી નીરખે તેમ નીરખી રહ્યાં હોય તેમ લાગતું હતું. બાવાજી મસ્ત હતા ભયને તો તેમણે જિંદગીમાં કદી જાણ્યો જ ન હતો. એટલે મોડી રાત્રે પોતે મસ્તીમાં આવી જવાથી ભજન ગાવા લાગ્યા. સૂરદાસ, બ્રહ્માનંદ, મીરાં, નરસિંહ વગેરેનાં ભજન ખૂબ મસ્તીથી બાવાજી ગાતા હતા. તે સાંભળી અર્ધજાગ્રત



અવસ્થામાં પડેલી આ ગુજરાતી સુંદરી તેજલ ઝબકીને જાગી ઊઠી. એકધ્યાનથી તે ભજનો સાંભળી રહી. તેને ઘણા સમયે પોતાની જનમભોમકાના સહધર્મી માનવીની મીઠી વાણીનો અમૃતભર્યો સાદ સાંભળવો ખૂબ ગમ્યો. તેને લાગ્યું કે ગુજરાતનો કોઈ માનવી અહીં આવેલો જણાય છે. તે ઝાડે ફરવા જવાના બહાને નદીકિનારે જઈ લપાતી છુપાતી બાવાજીના મુકામ પાસે પહોંચી. અને તેણે શુદ્ધ ગુજરાતી ભાષામાં પૂછ્યું, 'મહારાજ! આપ ક્યાંથી આવો છો?'

મહારાજે આ પ્રદેશમાં ગુજરાતી ભાષામાં પોતાને સંબોધન થયેલું સાંભળીને આશ્ચર્ય અનુભવ્યું. બાઈ છેક નજદીક આવી અને મહારાજના પગમાં પડી. તેણે આંસુથી મહારાજના પગ પખાળ્યા. મહારાજે તેને આશ્વાસન આપ્યું. તેણે પોતાની તમામ હકીકત ટૂંકાણમાં કહી સંભળાવી અને કસાઈવાડેથી પોતાને છોડાવી માતૃભુમિ ભેગી કરવા આજંવયુક્ત સ્વરે ખૂબ આજીજી કરી. પ્રથમ તો મહારાજ વિચારમાં પડ્યા. પણ તેમનું દૂધ મૂળ રજપૂત કોમનું હતું એટલે એકદમ તેમને આ નરાધમો ઉપર ગુસ્સો ચઢ્યો અને બાઈને એક માસમાં કોઈ પણ ભોગે છોડાવી લઈ જવાનું વચન આપ્યું. બાઈ દુ:ખથી ખૂબ ત્રાસી ગઈ હતી. વતનનો વિયોગ ખૂબ સાલતો હતો. પોતાનાં કુટુંબીઓને તેમ જ પ્યારી માતૃભૂમિની ધરતીને જોવા તેનાં નયનો આતુર થઈ તલસી રહ્યાં હતાં. એટલે તે ફરી આજીજી કરવા લાગી: 'મહારાજ! જોજો

હાં. એક મહિનામાં નહિ આવો તો હું આ જગાએ એકત્રીસમે દિવસે આવી મારા દેહનો ત્યાગ કરીશ.'

'બેટા! મારા વચન ઉપર વિશ્વાસ રાખ.

સિંહસંગ, સત્પુરુષ વચન, કેળ ફળે એક વાર;
તિરિયા તેલ, હમીર હઠ, ચઢે ન દુજી વાર.

સિંહનો સંગ, સત્ પુરુષનું વચન, કેળનું ફળવું, સ્રીને પીઠી ચઢવી અને રણથંભોરના હમીરની હઠ – એ એક જ હોય છે; માટે મારા વચનમાં વિશ્વાસ રાખ, કોઈ પણ સંજોગમાં હું જરૂર આવીશ.'

આમ કહી મહારાજ પોતાનો મુકામ ઉઠાવી ચાલતા થયા. બાઈની કાકલૂદીભરી વાણી સાંભળી અને આંસુભરી આંખો જોઈ બાવાજીનું પૂર્વાશ્રમનું ક્ષત્રિય લોહી ઊકળી ઊઠ્યું. પોતે જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં બાઈનું તે દૃશ્ય તેમની નજર સમક્ષ તરવરવા લાગે. તે ગુજરાતમાં આવી અનેક સંસ્થાઓના સંચાલકો અને અનેક ધનિક સદ્‌ગૃહસ્થોને મળ્યા. પણ કોઈ પણ માણસ સાથ આપવા તૈયાર થયો નહિ એક મોટા શહેરમાં જઈ તેમણે ધનિકોને આંગણે ટહેલ નાખવી શરૂ કરી. માત્ર એક મોટરકાર આપવા વિનંતી કરી, પણ કોઈએ તે આપવા ઇચ્છા બતાવી નહિ. આથી તેમને સારાયે હિંદુ સમાજ ઉપર ખૂબ તિરસ્કાર ઉત્પન્ન થયો. છતાં તેઓ નિરાશ થયા નહિ. થાકીને શહેરની પ્રજા ઉપરનો વિશ્વાસ છોડી ગામડામાં ચાલ્યા બાઈને વચન આપ્યે આજે પચીસ પચીસ દિવસનાં વહાણાં વાયાં હતાં. બાવાજી વિચારમાં પડ્યા કે,



'હવે શું થશે?' ફરતાં ફરતાં તેમણે એક ગામડાના ખંડિયેર થઈ ગયેલા મહાદેવના મંદિર આગળ આવી મુકામ કર્યો. મહાદેવનું મંદિર પુરાતન હતું. પાસે જ નાનકડું એક તળાવ હતું. મંદિરની આસપાસ લીમડા વગેરેનાં વૃક્ષો આવી રહેલાં હોવાથી જગા ખૂબ રમણીય હતી. મહારાજ પણ ખૂબ થાકેલા હતા. તળાવમાં સ્નાન કરી, તેમણે ભક્તિભાવપૂર્વક મહાદેવની પૂજા કરી અને પોતાનું કામ પાર પાડવા, આર્તભાવે ભોળા શંભુની ખૂબ પ્રાર્થના કરી. આંખો મીંચી એકધ્યાન થઈ તે બેઠા હતા.

તેવામાં તે જ ગામનો એક રજપૂત જાગીરદાર ત્યાં આવ્યો. તેને આધેડ ઉંમરમાં એક પુત્ર થયેલો, તે ખૂબ માંદો થઈ ગયો હતો. દશબાર દિવસથી ખૂબ તાવ આવતો હતો. મહાદેવનાં દર્શને આવતાં, અજાણ્યા સાધુનો ભવ્ય ધ્યાનસ્થ ચહેરો જોઈ ભક્તિભાવપૂર્વક તેણે પ્રણામ કર્યા. અને ખૂબ શ્રદ્ધા ઉત્પન્ન થવાથી મહારાજની જાગ્રત થવાની રાહ જોતો ઊભો રહ્યો

થોડી વારે મહારાજે આંખો ઉઘાડી તે જોઈ આ રજપૂત ફરીથી પગે લાગ્યો અને રડી પડ્યો. તેને રડતો જોઈ મહારાજે કારણ પૂછ્યું, તો પોતાના એકના એક દીકરાની માંદગીની વાત કરી અને તેને સાજો કરવા મહારાજને આજીજી કરી. મહારાજને તે કોઈ ચમત્કારિક મહાત્મા માનવા લાગ્યો હતો. તે રડી પડ્યો. આથી મહારાજનું અંતઃકરણ દ્રવી ઊઠ્યું, કારણ, મહારાજ તો 'કોમલ ચિત્ત અરુ

જ્ઞાનમય, કરત સદા ઉપકાર ’ જેવા મહાત્મા હતા તેમણે કહ્યું કે, ‘ જા બચ્ચા, તારા દીકરાને લઈ આવ.’ આથી જાગીરદારે હર્ષભેર પોતાના પુત્રને લઈ આવી મહારાજના પગમાં મૂક્યો. મહારાજે ‘ ૐ નમઃ શિવાય’નો મંત્ર શ્રદ્ધાપૂર્વક બોલી પાણીની અંજલિ લઈ છોકરા ઉપર છાંટી અને મહાદેવજીની સ્તુતિ કરી કે, ‘ હે ભોળાનાથ, તારા નામથી જ મેં આ છોકરાને મંગાવ્યો છે. આમાં મારું કઈ જ નથી. પેલી હિંદુ બાઈને બચાવવા માટે જ હું નિઃસ્વાર્થ ભાવનાથી પ્રયત્ન કરતો હોઉં તો આ છોકરાને વળતાં પાણી થજો.’ એમ કહી તેના શરીર પર હાથ ફેરવ્યો. એટલે તરત છોકરાએ આંખ ઉઘાડી પાણી માગ્યું.

જે છોકરો સતત ત્રણ દિવસથી અવાચક પડી રહ્યો હતો અને આંખ પણ ઉઘાડતો ન હતો, તેણે આમ આંખ ઉઘાડી પાણી માગ્યું. એટલે તેનાં માતાપિતા તો આ બાવાજીને સાક્ષાત્ શ્રીશંકર ભગવાન માનવા લાગ્યાં. રસોઈ કરાવી મહારાજને જમાડચા અને ફૂલ નહિ તો ફૂલની પાંખડીરૂપે કેટલાક રૂપિયા તેમની આગળ મૂકયા. બીજી પણ કંઈ સેવા માટે આજ્ઞા માગી. બાવાજીએ તેને ત્યાં એક સુંદર ઊંટ જોયો. આ ઊંટ સારો પણીદાર અને અસલ સવારીનો હતો. તેથી તેમણે પેલી હિંદુ છોકરીને બચાવવા માટે દશબાર દિવસ માટે ઊંટ આપવા માગણી કરી. મહારાજ ઉપર આ રજપૂત જાગીરદારને એટલો બધો ભક્તિભાવ થયો હતો કે તેણે વગર આના-



કાનીએ ઊંટ આપવા ઇચ્છા બતાવી. અને સાથે પોતાનાં હથિયાર અને ખપજોગું ભાથું પણ આપવાનું કહ્યું. મહારાજે મનમાં ભગવાનનો ઉપકાર માની ઊંટ લઈ જોઈતી વસ્તુ સાથે ત્યાંથી પ્રયાણ કર્યું.

ત્રીસમા દિવસનું સવાર ઊગ્યું. તેજમલના દિલને આજે આરામ નથી. તે આકુળવ્યાકુળ થઈ ગઈ છે. મહારાજ ત્રીસ દિવસનો વાયદો કરી ગયા હતા આજે ત્રીસ ત્રીસ દિવસો થયા છતાં પણ મહારાજનાં દર્શન થયાં નહિ. તેથી તેને અનેક વિચારો આવવા લાગ્યા, ‘ શું મહારાજ જૂઠું આશ્વાસન આપી ગયા ? તેમને રસ્તામાં કંઈ અડચણ તો નહિ પડી હોય ? અથવા પોતાને ભૂલી ગયા હશે ? ’

આવી અનેક વિમાસણો કરતી કરતી તે નદીકિનારે જઈ આવી. ઊંડે ઊંડે તેનું દિલ કહેતું હતું કે મહારાજ ચોક્કસ આવવા જોઈએ. સંધ્યાકાળે ફરી નદીકિનારે ગઈ તો એક ફકીર જેવો માનવી પેલી ભેખડ ઉપર બેઠો બેઠો તેની તરફ જોઈ રહ્યો હતો. નજદીક જતાં જ ‘ બેટા, તેજલ ! આજે રાતે ૧૧ વાગે તૈયાર થઈ અહીં આવી જજે.’ એમ ધીમા સ્વરથી મહારાજે તેને કહ્યું એટલે તે રાજી રાજી થઈ ગઈ અને પ્રફુલ્લ વદને ઘેર પાછી ફરી.

આજે તેનો ચહેરો આનંદમાં જોઈ પડોશીઓને પણ ઘણું આશ્ચર્ય થયું. ગામડું નાનું હતું. શ્રમજીવી લોકો સમીસાંજમાં તો ખાટલાભેગાં થઈ જતાં અને રાત્રે આઠ-

નવ વાગે તો કોઈ જાગતું પણ ન મળે. આખાયે ગામમાં ભયંકર અંધારી રાત્રિની કાળાશ છવાઈ ગઈ હતી. કાજળકાળી ઘોર અંધારી રાત્રિનું ઘોર અંધારું વાદળાંને લીધે વધુ ઘેરું લાગતું હતું. પછી મહારાજે તેજલને દૂર દૂર ઝાડીમાં લઈ જઈ ઊંટ ઉપર બેસાડી ઊંટ હંકારી મૂક્યો.

રસ્તામાં અનેક સંકટો વેઠી, જીવના જોખમે તે બાઈને લાવી, તેના પિયરના ગામને ગોંદરે ચોથે દિવસે સંધ્યા સમયે મૂકી દઈ, બાવાજી ઊંટ લઈ પેલા રજપૂત જાગીરદારના ગામ તરફ ચાલી નીકળ્યા.

તેજલ ઉત્સાહભેર પોતાના બાપને ઘેર ગઈ. રસ્તામાં તેને જોઈ લોકો મોઢું મચકોડતા હતા. પરંતુ તે તરફ હર્ષાવેશને લીધે તેનું ધ્યાન ગયું નહિ. ઘેર પહોંચતાં જ પિતાને આંગણામાં બેઠેલા જોયા. પરંતુ પિતાએ તેને જોઈ આડું જોયું. તેના નાનકડા ભાઈએ કહ્યું: 'બાપુ! બહેન આવી.' પરંતુ બાપુએ જાણે સાંભળ્યું જ નહિ; પરંતુ તેજલ તો ઉતાવળે ઘરમાં દાખલ થઈ, અને માને જોતાં જ ચોધાર આંસુએ રડી પડી. માતાની આંખો પણ દીકરીને જોઈ ભરાઈ આવી. પરંતુ તરત જ પિતા ઘરમાં આવ્યા અને કહેવા લાગ્યા: 'તું અહીં કેમ આવી? શું રસ્તામાં કૂવો-હવાડો પણ તને ન મળ્યો? તારું કાળું મોઢું લઈ અહીં કેમ દોડી આવી છે? તું મુસલમાનના ઘરમાં બે માસ રહી આવી ને હવે પાછી અમારી આબરૂ લેવા અહીં આવી છે?'



'બાપુ! આપના સોગંદ ખાઈને કહું છું કે ત્યાં મેં અનેક યાતનાઓ વેઠીને પણ મારા શરીરને અભડાવ્યું નથી. મેં મારો દેહ વટલાવ્યો નથી. હું મનથી અને શરીરથી પવિત્ર રહી છું અને એ માટે મેં કેટલી યાતનાઓ વેઠી છે તે જુઓ!' આમ કહી તેણે પોતાનાં શરીર પરનાં અનેક જગાએ પડેલાં મારનાં કાળાં કાળાં નિશાનો બતાવ્યાં. પરંતુ તેના બાપુએ જણાવ્યું કે, 'હવે અમારાથી તને ઘરમાં રાખી શકાય નહિ. નાતજાતમાં બેઆબરૂ થઈ જવાય. નાતમાં ખબર પડતાં તરત જ અમારી આબરૂના કાંકરા થઈ જાય. નાતબહાર રહેવું પડે અને તારાં આ નાના ભાઈ-બહેનના વિવાહ પણ તૂટી જાય. અમે તો તને મરી ગયેલી માની. માટે તને અમે રાખી શકીએ તેમ નથી.'

હિંદુ સમાજની સંકુચિત મનોવૃત્તિનો તો તેજલને આજ સુધી કશો જ ખ્યાલ આવ્યો ન હતો. માતૃભૂમિના પ્રેમના અતિરેકમાં તે અંગેનો વિચાર તેને આવ્યો જ ન હતો. હવે નરી વાસ્તવિકતા તેની નજર સમક્ષ આવી ઊભી. તેનું હૈયું પિતાના આ શબ્દોથી અતિશય ઘવાયું અને બાપના ઘરનું પાણી પણ પીધા સિવાય તે ઊભી થઈ અને રાતના અંધારામાં ચાલી નીકળી. આંસુભરી આંખે માતા તેને પાછી બોલાવવા જતી હતી, પરંતુ બાપુએ તેની માતાને જતી અટકાવી. છોકરીનું હૈયું જન્મદાતા પિતાના કડક શબ્દોથી નંદવાયું હોઈ તેના મગજે સમતોલપણું ગુમાવ્યું. અર્ધ ગાંડી ને બહાવરી

બનેલી તે યુવાન હિંદુ રજપૂત નારી વહાલું વતન છોડી ચાલી નીકળી. જે વતનનો સાદ તેને દૂર દૂર મકરાણના પ્રદેશમાં સંભળાતો હતો, તે જ વતન આજે તેને જાકારો દઈ રહ્યું હતું. જે વતનને માટે તેણે અનેક યાતનાઓ વેઠી હતી, તે વતન આજે તેને સ્વીકારવા તૈયાર ન હતું. જે હિંદુધર્મને કાજે પોતે અનેક લાંઘણો ખેંચી હતી, ઢોરની માફક માર સહન કર્યો હતો અને દેહ પર કાળાં ઝાંમાં પડી ગયાં હતાં, તે હિંદુધર્મમાં માનનારા માનવીઓ સંકુચિતતાને લીધે આજે તેને જાકારો દઈ રહ્યા હતા. વતનનાં ઝાડવાં કે જ્યાં તે ખેલીકૂદી હતી, જ્યાં તેણે બાલ્યાવસ્થા વટાવી યૌવનમાં પ્રવેશ કર્યો હતો, તે પણ તેનો અસ્વીકાર થયેલો જાણી દિગ્મૂઢ બની સ્થિર થઈ ગયાં હતાં. પવન પણ વાતો બંધ થઈ ગયો હતો આકાશના તારાઓ પણ જાણે આવી નિરપરાધી હિંદુ સ્ત્રીને દુઃખભરી, અશ્રુપૂર્ણ આંખે જોઈ રહ્યા હોય તેમ લાગતું હતું. છેવટે મંદ મંદ વહેતો પવન જાણે વૃક્ષોની ઓથે ડૂસકાં લેતો હોય તેમ લાગતું હતું.

જે વતનમાં આવવા માટે તેણે આટઆટલાં જોખમો ખેડયાં હતાં, અને એક ત્યાગી સાધુ પાસે સાહસનું કર્મ કરાવ્યું હતું, જે હિંદુધર્મ સાચવવા એણે આટઆટલી યાતનાઓ વેઠીને પણ પોતાનું ખોળિયું પવિત્ર રાખ્યું હતું તે હિંદુધર્મમાં માનનારો સમાજ તેનો સ્વીકાર કરવા માગતો ન હતો. આ બધું તેને વારંવાર યાદ આવી તેના હૈયાના ટુકડે ટુકડા કરી નાખતું હતું. તે ખૂબ ચાલી.



રાત્રિના અંધારામાં, મગજનું સમતોલપણું ગુમાવેલી આ યુવતીએ ચાલ્યા જ કર્યું. પૂર્વ ક્ષિતિજમાં ઉષારાણીનું આગમન વર્તાવા લાગ્યું. પ્રભાતનો ઠંડો આહ્લાદજનક પવન ધીમે ધીમે વાવા લાગ્યો. તેવામાં એક નદીને કિનારે તે આવી પહોંચી અને સૂરજ મહારાજ પૂર્વ ક્ષિતિજ પર ડોકિયું કરે તે પહેલાં જ આ અભાગી નારીએ પોતાના પવિત્ર દેહને, તે લોકમાતા નદીના પવિત્ર ખોળે ધરી દીધો જે દીકરીને પોતાની જન્મદાત્રી માતાએ પણ આવકારી ન હતી, તેવી આ નારીને પવિત્ર એવી આ લોકમાતા સરિતાએ, ધરતીમાતાએ જેમ દેવી જાનકીને પોતાના ખોળામાં સમાવી દીધી હતી તેમ, પોતાના ખોળામાં સમાવી દીધી





# પ્રીતડી પરભવની

ગામ આખામાં હાહાકાર મચી ગયો છે. ચોરે અને ચૌટે, વાટે અને ઘાટે એક જ વાત સાંભળવા મળે છે કે, દલીલચંદ શેઠનો સાત ખોટનો દીકરો શકરચંદ, સાત ઘર વચ્ચે એકનો એક પુત્ર, પરણવા જતાં માહ્યરામાં પોંખતી વખતે જ સાપ કરડવાથી મરણ પામ્યો છે. તેણે માબાપને આ જગ્યાએ પરણવાની ના કહી હતી. પરંતુ માબાપે તેનું કહ્યું માન્યું ન હતું અને આખરે પેટ ભરીને પસ્તાવાનો વારો આવ્યો.



દલીલચંદ શેઠ અગાઉ તો સાધારણ સ્થિતિના હતા પરંતુ ભાગ્યદેવીએ યારી આપતાં તેઓ સારા પૈસા પેદા કરી શકયા હતા અને તેથી મુંબઈ જેવા શહેરમાં સારા એવા કારખાનાના માલિક થયા હતા. છોકરો પણ સ્વરૂપનો અવતાર હતો. શેઠની સાથે સાથે વાણિયાશાહી લાલ કસબી પાઘડી પહેરી બહાર નીકળે તો બે ઘડી જોઈ રહેવાનું મન થાય. આવો એકનો એક છોકરો અચાનક સાપ કરડવાથી મરે, તે તો ગજબ જ થઈ ગયો ગણાય ને?

નાગ ડસીને કોણ જાણે કયાં જતો રહ્યો, તેનો પત્તો ન હતો. બે દાંત બેસાડયા હતા અને ત્યાંથી લોહી નીકળ્યું હતું. દલીચંદ શેઠ તો પુત્રને સર્પદંશ થયાનું સાંભળીને જ બેભાન બની ગયા હતા. તેમની પત્નીની પણ તેવી સ્થિતિ હતી. સાપ ઉતારનાર ભૂવાઓ અને માંત્રિકોમાંથી કોઈની કારી ફાવતી ન હતી. એક માત્ર સંખેશ્વરના પ્રખર સાપ ઉતારનાર રાવજી શ્રી રૂગનાથજી આવ્યા ન હતા.

આસપાસના પંથકમાં આ રાવજી એક સમર્થ સાપ ઉતારનાર તરીકે જાણીતા હતા. ગમે તેવા ભયંકર નાગનું ઝેર પણ તેને ત્યાં બોલાવી મંગાવી ચૂસી લેવા ફરજ પાડતા હતા, તેમ લોકોમાં બોલાતું હતું. તેમના વિષે એમ પણ લોકવાયકા હતી કે એક વખત રાવજી કોઈ શુભ કામ માટે બહારગામ જતા હતા. તેમની સાથે તેમના એક-બે સંબંધીઓ પણ હતા. ગામ બહાર નીકળતાં

જ એક કાળો નાગ આડો ઉતરવા ચાલ્યો આવતો હતો, તે જોઈ તેમના એક સંબંધીએ બૂમ પાડી કહ્યું : 'રૂગ-નાથજી ! જુઓ પેલો આપણી આડો ઊતરે છે.' આ સાંભળી તે તુરત જ ઘોડા ઉપરથી નીચે ઊતર્યા અને નીચેથી ચપટી ધૂળ લઈ મંત્ર ભણી તેના સામે નાખી એટલે તે ઊભો રહ્યો. પછી રાવજી ઘોડેસવાર થઈ ચાલ્યા એટલે તેમની પાછળ પાછળ પેલો સાપ ચાલવા લાગ્યો પેલા સંબંધીઓએ આ જોઈ રાવજીને તે બાબત કહ્યું, ત્યારે તેમણે કહ્યું, 'છોને આવે !' પછી રાવજીને જે ગામ જવું હતું તે ગામ આવ્યું એટલે ઘોડા ઉપરથી નીચે ઊતરી ચપટી રેત લઈ એક ઝાળા પાસે ઊભા રહ્યા. સાપ ત્યાં આવ્યો એટલે મંત્રીને ચપટી નાખી આથી સાપ તે જાળામાં ભરાઈ ગયો. પછી રાવજી તે ગામે કામ પતાવી સાંજના પાછા વળતાં પેલા જાળા પાસે આવી મંત્ર ભણી ચપટી રેત નાખી એટલે સાપ બહાર નીકળ્યો અને તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પછી તેના રહેઠાણનું સ્થળ આવતાં રાવજીએ નીચે ઊતરી મંત્ર ભણી રેત નાખી એટલે પ્રથમ જે સ્થળેથી સાપ આવ્યો હતો ત્યાં ચાલ્યો ગયો

આવા સમર્થ મંત્રશાસ્ત્રી રાવજીને તેડવા ઘોડા ઉપર માણસ આવ્યો હતો અને તેમની કાગને ડોળે રાહ જોવાતી હતી. તેવામાં જ બહાર બેઠેલા માનવસમૂહમાં હર્ષનો અવાજ થયો : 'રાવજી આવ્યા, રાવજી આવ્યા !' રાવ-જીએ આવતાંની સાથે જ તે છોકરાને થયેલો દંશ જોઈ



લીધો અને તરત પાણી મંગાવી ઠંડા પાણીએ સ્નાન કરી એક વસ્ત્ર પહેરી લઈ તે છોકરાને તેમની સમક્ષ ચત્તો-પાટ સુવાડી મંત્રો ભણવા માંડયા, પણ કંઈ વળ્યું નહિ. લોકો અદ્ધર શ્વાસે રાવજીની આ ક્રિયા જોઈ રહ્યા હતા. ટાંકણી પડે તો સંભળાય તેવી નિઃસ્તબ્ધતા વ્યાપી ગઈ હતી. રાવજીએ અનેક પ્રયત્નો કર્યા છતાં તેમની કંઈ કારી ફાવી નહિ.

આ વખતે છોકરાની માતા અને પિતા ભાનમાં આવેલ હતાં. તે રાવજી પાસે નીગળતી આંખે આવી આજીજી કરવા લાગ્યાં : 'રાવજી, અમારા સાત સાત ઘરનાં તાળાં વસાઈ જાય છે. માટે કોઈ પણ ભોગે મારા છોકરાનો જીવ બચાવો, ગમે તેટલા પૈસા લ્યો, પણ મારા આંધળાની લાકડીરૂપી આ છોકરાને બચાવો.'

રાવજીએ શેઠ તથા શેઠાણીને આશ્વાસન આપ્યું કે 'તમારા છોકરાને જરૂર સારું થઈ જશે.' પરંતુ એ પોતે જાણતા હતા કે સાપ ખૂબ ભયંકર હતો અને ઉતરવા માગતો જ ન હતો. લોકો જુદી જુદી વાતો કરતા હતા. કોઈ કહેતું હતું કે, બિચારા ગરીબના નિસાસા લીધા એટલે આમ થયું. છોકરાને કયાં કન્યાની ખોટ હતી? તેને તો ગમે ત્યાંથી બીજી કન્યા મળી જાત છતાં પેલા ગરીબની સગાઈ ભંગાવીને શું કરવા કન્યા લીધી ?

રાવજીએ અનેક તરકીબો અજમાવી, પણ ન તો ઝેર ઊતર્યું કે ન તો છોકરો કંઈ બોલ્યો. રાવજી પોતે

રાધનપુર પંથકમાં આવેલા જૈનોના મહાન તીર્થધામ શંખેશ્વરના વતની, બ્રહ્મભટ્ટ કોમના હતા. તે ગમે તેવો વિષધર નાગ પણ ઉતારતા અને તે બદલ કંઈ પણ ફી લેતા નહીં. પણ અહીં તેમનો કંઈ ઉપાય કામ આવ્યો નહીં. આથી છેવટે તેમણે એક ભયંકર ઉપાય અજમાવ્યો.

સર્પદંશ થયેલા વણિકપુત્રને ત્યાં આગળ આવેલા એક લીમડાના વૃક્ષ સાથે દોરડાથી બાંધીને પછી તેના મોઢા પર પાણી છાંટી રાવજીએ હાથમાં કાળાં મરીનો દાણો લઈ મંત્ર ભણવા માંડયા. પછી તે મરીનો દાણો દેવતામાં નાખ્યો. આથી તુરત તે છોકરો હાલ્યો અને પોપટની માફક બોલવા લાગ્યો :

'રાવજી ! મને શા માટે હેરાન કરો છો ? હું આ છોકરાને કદાપિકાળે ઉતરવાનો નથી. તમે ગમે તે ઉપાય અજમાવશો, તો પણ હું ઉતરવાનો નથી. માટે મને હેરાન કરશો નહિ.'

'ભાઈ! તું કોણ છે ? અને શા માટે આ છોકરાને કરડયો છે ? તેણે તારો શું ગુનો કર્યો છે તે મને કહે.'

'રાવજી ! હું એક વણિકપુત્ર છું. તેણે મારો ભયંકર ગુનો કર્યો છે અને તે કારણે મેં તેને કરડીને મારા વેરની વસૂલાત કરી છે.'

'એવી તે તમારી વચ્ચે કેવા પ્રકારની દુશ્મનાવટ હતી કે જેથી તારે સર્પ થવું પડયું અને તેને ડસીને વેરની વસૂલાત કરવી પડી ?'

'સાંભળો રાવજી ! મારી કથની ઘણી લાંબી છે.



હું એક વણિકપુત્ર હતો. અગાઉ તો મારા પિતાની સ્થિતિ સારી હશે, પરંતુ પાછળથી તદ્દન ખરાબ થઈ ગયેલ. મારી વિધવા માતાએ મને ખૂબ દુઃખ વેઠીને ઉછેર્યો. મારી બાલવયમાં મારા જ ગામના એક ગરીબ વણિકની કન્યા સાથે મારું સગપણ કરવામાં આવેલું હતું. આમ તો અમારું કુટુંબ તે કુટુંબની કન્યા સ્વીકારે પણ નહીં. પરંતુ મારા પિતા અને કન્યાના પિતા નાનપણમાં સાથે ભણેલા, એટલે એ નાતે કન્યાના પિતાએ દબાણ કરવાથી રૂપિયો લીધેલો. સગપણ ઘણાં વર્ષ સુધી ચાલુ રહ્યું તે દરમિયાન કન્યાના પિતા મુંબઈ ગયા ને ત્યાં સારું ધન કમાયા. તે ખૂબ પૈસાદાર થયા એટલે હવે મારા જેવા ગરીબ હાલતના રાંડીરાંડના પુત્ર સાથે પોતાની દીકરીનાં લગ્ન કરતાં તે અચકાયા. અમારી કોમમાં સગાઈ તૂટતી નથી, પરંતુ પોતાના પૈસાના જોરે આ નરાધમ ધનિકે મારી સાથેનું સગપણ તોડયું. મેં તથા મારી માતાએ તે શેઠને ખૂબ સમજાવ્યા. મારી માતા રડી પડી. તેણે કહ્યું : 'શેઠ, અમે જયારે તમારી દીકરીનો રૂપિયો લેવા આનાકાની કરતાં હતાં, ત્યારે તમે નાનપણની મિત્રતાનો દાવો આગળ ધરી દબાણ કર્યું હતું અને હવે તે મિત્રતા તમારી કયાં અદૃશ્ય થઈ ગઈ ? શા માટે તમે અમ ગરીબની આબરૂ લો છો ?'

'તે વખત જુદો હતો અને આજે જુદો છે. તારા જેવી ભિખારણને ત્યાં આવી મારી છોકરી શું કરે ?' તેમણે જવાબ આપ્યો.

'શેઠજી, જરા ઈશ્વરનો તો ડર રાખો. તમે નાનપણનું સગપણ તોડી નાતમાં નવો ચીલો પાડી અનેક ગરીબગરબાંનું નિકંદન કાઢો છો. ચાહે તો ઘરજમાઈ તરીકે તેને રાખો, પરંતુ મારા દીકરાનું સગપણ અમારી ગરીબીને કારણે તોડો નહીં. એ તો વેળાવેળાની છાંયડી છે, માટે વિચાર કરો, શેઠજી! વિચાર કરો. હું તમને ખોળો પાથરીને કરગરીને કહું છું કે માત્ર ગરીબીને કારણે અમને તરછોડશો નહિ.'

આમ અનેક રીતે મારી માતાએ આજીજી કરી છતાં પણ તે નરાધમ માન્યો નહિ અને અમારું અપમાન કરી કાઢી મૂકયાં. અમે ઘેર જઈ મા-દીકરો ખૂબ રડયાં અને મારી માતાનું હૃદય ભાંગી પડયું. તે દિવસથી જ તે માંદગીમાં પટકાઈ. અનાજ લેવાનું બંધ કર્યું અને માત્ર બેત્રણ દિવસની માંદગી ભોગવી મરણ પામી. બસ ખલાસ! આ અફાટ સંસારસાગરમાં હું એકલોઅટુલો રહ્યો. મને કંઈ જ ગમ ન પડી. શું કરું? કયાં જાઉં? મેં શેઠની મુલાકાત લીધી પણ કંઈ વળ્યું નહીં. અને તેણે પોતાની દીકરીનું સગપણ આ ધનવાન છોકરા સાથે કર્યું. માત્ર ધનના કારણે મારું સગપણ તોડયું. બાકી બીજી બધી રીતે હું તેનાથી ઉત્તમ હતો છતાં.

હું આ પછી છોકરાના બાપ પાસે ગયો અને મારી હકીકત રજૂ કરી કહ્યું, 'શેઠજી! આપ તો ધનવાન છો. આપના દીકરાને તો એક કરતાં એકાશી કન્યાઓ મળશે પરંતુ મુજ રંકની કન્યા આપ શા સારુ આ રીતે પડાવી



લો છો?' પરંતુ તેણે મારું કહેવું સાંભળ્યું નહીં અને મને એકદમ ધુત્કારી કાઢયો. મારું મગજ કહ્યું કરતું ન હતું, ખાવાનું ભાવતું ન હતું. મને તો છોકરાનું ખૂન કરવાની વૃત્તિ થઈ આવી. પરંતુ તે ઇચ્છા કંઈ બર આવી નહિ, અને વેરની ધૂનમાં મેં આપઘાત કરી મારો અંત આણ્યો. મરીને સર્પયોનિમાં ભટકવા લાગ્યો.

તેમનાં કુટુંબમાં કંઈક અવજોગ આવવાથી બે વર્ષ લગ્ન બંધ રહ્યાં. હું તેમની આસપાસ જ ભમતો રહ્યો. આ વર્ષે લગ્ન લેવાયાથી અહીં આવી, પરણતાં પહેલાં જ ડસીને મારું વેર લીધું છે અને હજુ પણ જાહેર કરું છું કે આ બાઈનું જેનો જેની સાથે લગ્ન લેવાશે તે દરેકના હું પ્રાણ લઈશ. બોલો રાવજી! હવે આમાં મેં ખોટું શું કર્યું છે?'

આ વાત સાંભળી રાવજી તેમજ એકઠા થયેલા લોકો સહુ આશ્ચર્ય પામ્યા. આ બધો તમાશો જોવા વર અને કન્યા પક્ષનાં તમામ માણસો એકઠાં થઈ ગયાં હતાં. કન્યાના ઘર આગળ જ આ બનાવ બનેલો હોઈ કન્યા પણ આ વાત સાંભળતી હતી. આ વાત સાંભળી અનેક માણસો તે સાપ બનેલા વણિકપુત્રની દયા ખાવા લાગ્યા. અનેક લોકો તેની વેર લેવાની વૃત્તિને નીંદવા પણ લાગ્યા.

રાવજીએ તેની સઘળી વાત સાંભળી લીધા બાદ થોડીક વાર રહી મંત્ર ભણી પાણી છાંટયું અને કહેવા લાગ્યા:

'ભાઈ! તેં જે હકીકત કહી તે તેં જાણે ઠીક છે;

પરંતુ કન્યાના બાપે તારું સગપણ તોડયું તેમાં આ છોકરાનો શો દોષ? તારે વેર લેવું હતું તો કન્યાના પિતાને કરડવું હતું, પરંતુ આ છોકરાને શા માટે કરડયો?'

'રાવજી! તમે મારી હકીકત પૂરી સમજ્યા નહિ. છોકરો ઉંમરલાયક હતો. એણે જ જો પરણવાની ના કહી દીધી હોત, તો મારે આપઘાત કરવો પડત નહિ અને આ પ્રસંગ બનત પણ નહિ, એટલે આને ડસીને મેં આડકતરી રીતે કન્યાના પિતા, વરના પિતા, કન્યા અને વર તમામના ઉપર વેર લીધું છે.'

'તો તારે છોકરાને રૂબરૂ મળીને ખુલાસો કરવો જોઈતો હતો. છોકરો મરતાં સાત ઘરે તાળાં વસાઈ જાય છે. આટલા માટે તો વિચાર કર, સાત સાત ઘરનાં નખ્ખોદ નીકળી જાય છે માટે ઊતરી જા.'

'ના રાવજી! એ તો હવે નહિ જ બને. મારી રીસ હજી ઊતરી નથી. હજી તો તે કન્યાનાં જ્યાં જ્યાં સગપણ થશે ત્યાં ત્યાં હું જઈશ અને મારું વેર લઈશ!'

'ભાઈ! આવું તને ન શોભે. આટલી બધી રીસ વાણિયાના છોકરાને ના શોભે. ઊતરી જા: હવે હદ થઈ ગઈ. સાતસાત ઘરે તાળાં વસાઈ જાય છે. વાણિયામાં તો ક્ષમાનો ગુણ જોઈએ. તારું વેર પૂરું થઈ ગયું છે. હવે તું આ કન્યાને પરણી શકે તેમ નથી અને તેં આવો જબ્બર દાખલો બેસાડયો છે કે હવે આવા પ્રસંગ તારા આ ગામમાં તો ફરીને કદી નહિ જ બને. માટે હવે તારી વેરવૃત્તિ છોડી દે અને ઊતરી જા.'



'ના, રાવજી! એવું દબાણ કરશો જ નહિ. અમારી સર્પયોનિ ક્ષમા આપવામાં તો ભાગ્યે જ માને છે. અમે તો વેરના ભૂખ્યા જીવો, માટે એ વાત જવા દો. મારો એક અંકોડો તો તમે બાળી નાખ્યો છે, વધુ હેરાન ન કરો.'

'ભાઈ! હું તને ઉતાર્યા વગર તો જંપીશ નહિ. જો તું નહિ ઊતરે તો એક પછી એક તમામ અંકોડા બાળી નાખીશ.' આમ કહી તેમણે બીજો મરીનો દાણો લીધો અને મંત્રીને દેવતામાં નાખ્યો. લીમડાને ઝાડે બાંધેલો છોકરો જરા ઊંચોનીચો થયો પણ બોલ્યો નહિ. આથી રાવજીએ ત્રીજો દાણો લઈ દેવતામાં નાખતાં છોકરો પાછો બોલવા લાગ્યો:

'રાવજી! શા માટે તમે મને બાળી રહ્યા છો? તમે મને બાળી નાખશો તો પણ હું ઉતરવાનો નથી જ. તેમની સાથે કદાચ હું પણ મરી જઈશ, પણ ઉતરીશ નહીં. મરીને ફરી સર્પ થઈશ અને ફરી મારું વેર લઈશ, પણ તેમને છોડીશ નહીં.'

'ભાઈ! એમ કરવાથી તારા હાથમાં શું આવશે? જો આ છોકરાનાં માતાપિતા પણ રડી રહ્યાં છે, કન્યા પણ રડી રહી છે. તને જરા પણ દયા આવતી નથી?'

આ સાંભળી કન્યાના પિતા ત્યાં આવ્યા અને આજીજી કરી દયાની ભિક્ષા માગવા લાગ્યા.

'તે વખતે તો સામેથી હું તમને આજીજી કરતો હતો, ત્યારે દયા ક્યાં ગઈ હતી તે આજે તમે દયા દેખાડવાનું કહી રહ્યા છો?'

'ભાઈ! અમારી ભૂલ થઈ ગઈ. આ વાતનું તું કહે તે પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર છીએ. પણ હવે તું અમને ક્ષમા આપ, અને આ છોકરાને જીવતદાન આપ.' કન્યાના પિતાએ કહ્યું.

કન્યા પણ ત્યાં આવી. પોતાની ખાતર જ્યારે બીજા માનવીનો જીવ જતો હોય અને જગતમાં પોતે ફજેત થતી હોય ત્યારે કઈ છોકરી જીવવાનું પસંદ કરે? તે આંસુ નીંગળતી આંખે ત્યાં આવી અને સર્પને ઉદ્દેશીને બોલી: 'જો મારી જ કસૂરે કરીને તમે આમને ડસ્યા હો, તો ઊતરી જાઓ અને મને ડસી લો. આથી તમારું વેર વળી જશે આમાં મુખ્ય ગુનેગાર હું છું, માટે મને ડસીને આ ફજેતીમાંથી મને મુક્ત કરો.'

પરંતુ પેલો કંઈ જ બોલ્યો નહિ. આથી ફરીથી તે કન્યા કહેવા લાગી:

'નાનપણથી મારું સગપણ તમારી સાથે કરેલું હતું. અને એ સગપણ તમો ટકાવી રાખવા માગતા હતા, એટલે તમોને જો મારા પર થોડીઘણી પણ લાગણી હોય તો આ નિર્દોષ માનવીનો જીવ બચાવી લો અને મને આ શરમ ભરેલા જીવનમાંથી મુક્ત કરો. હું તમારા સામે જ છું, માટે મને કરડી તમારા વેરની વસૂલાત કરો.'

આ સાંભળી રાવજીએ પણ કહ્યું: 'ફટ ભૂંડા! હવે જ્યારે આ બાઈ તને આજીજી કરે છે ત્યારે પણ તારું પથ્થરસમું હૃદય પીગળતું નથી! ધિક્કાર છે તને!'

આ સાંભળી પેલો વણિકપુત્ર રડી ઊઠ્યો. આંખ-



માંથી આંસુ નીકળવા લાગ્યાં. લોકો આશ્ચર્ય પામ્યાં. થોડીકવારે તે સ્વસ્થ થઈ બોલ્યો: 'રાવજી! આ બાઈને મારી આગળથી દૂર લઈ જાઓ. હું ઊતરી જાઉં છું. મારું હૃદય આજે ચિરાઈ જાય છે. મારી વેરવૃત્તિ ઉપર મને તિરસ્કાર આવે છે જાઓ, વચન આપું છું કે, આ છોકરાનું ઝેર ચૂસી લઈ હું ચાલ્યો જઈશ અને ફરી કદી પણ તેમની વચ્ચે નહિ આવું. ભલે તેમનું લગ્ન થવા દો. મને હવે છૂટો કરો.'

વણિકપુત્રને લીમડાના થડથી છૂટો કરી સુવાડ્યો. એટલે તુરત એક નાનકડો બાળસર્પ ત્યાં ઝડપથી આવ્યો અને પગે વળગી ડંખ ચૂસી એકદમ ચાલ્યો ગયો. જતી વખતે લોકોએ જોયું તો તેની પૂંછડી ટૂંકી થઈ ગઈ હતી, કારણ ત્રણચાર અંકોડા રાવજીએ બાળી નાખ્યા હતા. થોડી વારે પેલો છોકરો આળસ મરડી બેઠો થતાં છોકરાનાં માતાપિતા અને સગાંવહાલાં બધાં રાવજીને પગે પડયાં. લોકો પણ આનંદ પામ્યા.

રાવજીએ હવે લગ્નક્રિયા ઝડપથી આટોપવાનું કહ્યું, પણ વરના પિતા અને માતા એવાં તો દહેશત ખાઈ ગયાં હતાં કે તે આનાકાની કરવા લાગ્યાં. રાવજીએ તેમને હિંમત આપી કે હવે કંઈ બનશે નહિ, દરમિયાન એક આશ્ચર્યકારક ઘટના બની એટલે લગ્ન બંધ રહ્યું.

કન્યાએ આ બધાયે બનાવોનું મનન કરી એવો વિચાર કર્યો કે હવે પોતે લગ્ન કરવું જ નહિ. પોતાની ખાતર જ પોતાના વાગ્દત્ત પતિએ આપઘાત કરી આવું

ભયંકર પગલું ભર્યું, અને સર્પયોનિમાં પણ તે પોતા પર લાગણી રાખી રહ્યો છે, તો શા માટે પોતે તેના પર લાગણી ન રાખવી? અને સાચું પૂછો તો તે તેને અંતરથી ચાહતી હતી જ. માત્ર માતાપિતાની હઠ આગળ તેનું કંઈ ચાલ્યું નહોતું. સંસારમાં મરણનો ભય તો આમે નક્કી છે જ માટે દીક્ષા લઈ શા માટે કાયાનું કલ્યાણ ન કરવું? આમ વિચારી ત્યાં બધાંની રૂબરૂ તેણે દીક્ષા લેવાનો પોતાનો નિશ્ચય જણાવી દીધો. ઘણા લોકોએ તેને સમજાવી પણ તે એકની બે થઈ નહીં.

થોડા જ દિવસો પછી એ બાઈની ભાગવતી દીક્ષાનો મોટો વરઘોડો નીકળ્યો જેમાં આખાયે જૈન સમાજે અને ઇતર કોમે સારો ભાગ લીધો. બાઈ દીક્ષા લઈ અપાસરામાં દાખલ થઈ તેને વળતે જ દિવસે એક નાનકડો સાપ અપાસરાના ઓટલા પાસે મરેલો મળી આવ્યો. લોકોએ જોયું તો પૂંછડીથી તે ટૂંકો હતો. પેલા જ સાપે સર્પયોનિ તજી દીધી હતી.



## વાસ્તુ

શહેરના મધ્યભાગમાં ભરચક વસ્તીવાળી પોળમાં એક વણિક ગૃહસ્થે જૂનું મકાન વેચાણ લીધું. મકાન રાખ્યા પછી તેને તોડાવી નાખી લગભગ ત્રીસથી પાંત્રીસ હજાર રૂપિયા ખરચી ચાર મજલાનું સુંદર વિશાળ મકાન શહેરના એક સારા અને હોંશિયાર એન્જિનિયરની દેખરેખ નીચે તૈયાર કરાવવામાં આવતું હતું. મકાન બરાબર થઈ ગયું. રંગરોગાન પણ થઈ ગયો. આથી મકાનની વાસ્તુવિધિ કરાવવાનું નક્કી કરવામાં આવ્યું.

શહેરના એક ખ્યાતનામ વિદ્વાન કર્મકાંડી બ્રાહ્મણ પાસે વાસ્તુવિધિ કરાવવા માંડી. પોતાનાં સગાંસંબંધીઓ વગેરેને આમંત્રેલા હોઈ વિશાળ જનસમુદાય એકઠો થયો હતો. લગભગ ચારસો માણસોની રસોઈ તૈયાર થતી હતી. બધી રસોઈ તૈયાર થઈ ગઈ હતી. માત્ર લાડુ વાળવાનું કામ ચાલતું હતું.

વાસ્તુવિધિ પતી ગઈ. શ્રીફળ હોમવામાં આવ્યું પછી બધી વિધિ પતાવી મકાનમાલિક છેવટની વિધિ માટે પોતાની પત્ની સાથે આ નવા મકાનમાં જવા સારુ ઊભા થયા. મકાન ઊંચી ઓટવણવાળું હોવાથી ઓટલાને ચાર પગથિયાં રાખવામાં આવેલાં. જેવો મકાનમાલિક પોતાની પત્ની સાથે પગથિયાં ચઢવા ગયો, અને જ્યાં એક અને બીજું પગથિયું ચડી ત્રીજે પગથિયે પગ મૂકવા જાય છે, ત્યાં જ તે લપસ્યો અને સીધો નીચે પડ્યો. નીચે પડતાં જ તેનો જીવ જતો રહ્યો. બધે હાહાકાર થઈ રહ્યો. સ્વજનો રડવા લાગ્યાં. ડૉક્ટરને બોલાવવામાં આવ્યો. પરંતુ તે તો મરી ગયો હતો. ડૉક્ટરે પણ તેને મરેલો જાહેર કર્યો.

જમવાનું જમવાને ઠેકાણે રહ્યું અને જ્યાં આનંદ આનંદ થઈ રહ્યો હતો ત્યાં શોકની છાયા છવાઈ જઈ રોકકળ શરૂ થઈ ગઈ.

પોતાને રહેવા સારુ આ સુંદર મકાન મરનાર શેઠે બંધાવેલું પરંતુ હવે ઘરવાળાં બધાં ડરનાં માર્યાં તે ઘરની સામે પણ જોતાં ન હતાં. જૂના ઘરમાં જ રહેવાનું ચાલુ



રાખ્યું અને છેવટે ખોટ ખાઈને પણ આ મકાન માત્ર તેત્રીસ હજાર રૂપિયામાં વેચવા તૈયાર થયા. તેત્રીસ હજારમાં લેનાર એક બીજો વણિક વેપારી મળ્યો. તેણે આ મકાન રાખી સાફસૂફ કરાવી વાસ્તુ કરવાનું નક્કી કર્યું.

વાસ્તુવિધિ માટે શહેરના એક પ્રખ્યાત પુરોહિતને બોલાવવામાં આવ્યા. તેમની પાસે બધી વિધિ કરાવી. છેવટે મકાનમાલિક અને તેનાં પત્ની છેવટની વિધિ માટે પેલા મકાનમાં જવા સારુ ઓટલો ચડવા ઊભાં થયાં. સાચવી સાચવીને પગ મૂકતાં તે ઓટલાનાં પગથિયાં ચડવા લાગ્યાં. પહેલું પગથિયું ચડ્યાં પછી બીજું પગથિયું ચડ્યાં પરંતુ જ્યાં ત્રીજા પગથિયા ઉપર પગ મૂકવા જાય છે ત્યાં જ પેલો પુરુષ લપસ્યો અને નીચે પડ્યો. પડતાંની સાથે જ તેનો જીવ નીકળી ગયો. ડૉક્ટરને બોલાવતાં તેણે દરદીને મરેલો જાહેર કર્યો.

આ જોઈ આખી પોળનાં માણસો ગભરાઈ ગયાં અને બધે આનંદમંગળને બદલે રડારોળ શરૂ થઈ ગઈ.

પછી તો આ મકાનમાલિકના ઘરનાં પણ ગભરાઈ ઊઠ્યાં અને તેઓ આ પોળમાં પણ આવતાં નહિ. તેમણે પણ તેત્રીસ હજાર રૂપિયામાં લીધેલું આ મકાન વેચવા કાઢ્યું.

આ મકાનની હકીકત ચોમેર પ્રસરી ગઈ હોવાથી કોઈ મકાન લેવા તૈયાર થતું ન હતું. છેવટે લગભગ બારેક માસની મુદત વીત્યા બાદ એક બીજો ધનિક મોદી (ઘાંચી) ગૃહસ્થ તે મકાન લેવા તૈયાર થયો. તે આ બધી

બાબતને ખોટો વહેમ માનતો હતો. વળી પોતે ખૂબ નીડર અને બહાદુર હતો. આથી આ બધી વાતને ન ગણકારતાં તેણે રૂપિયા ઓગણત્રીસ હજારમાં તે મકાન ખરીદી લીધું. દિવસે દિવસે ચીજવસ્તુઓના ભાવ વધતા હોઈ આવું મકાન ચાલીસ હજાર રૂપિયામાં પણ મળે તેમ ન હતું. મકાન ખરીદી તેમાં સાફસૂફી કરાવી, અને પછી વાસ્તુ કરાવવાનું નક્કી કર્યું.

શહેરના એક સારા વિદ્વાન કર્મકાંડી બ્રાહ્મણને પસંદ કરી તેની પાસે વાસ્તુવિધિ કરાવવાનું નક્કી કર્યું. મુહૂર્ત જોવડાવ્યું અને મુહૂર્ત પ્રમાણે ઠરાવેલા દિવસે વાસ્તુવિધિ શરૂ થઈ. મકાનમાલિક અને તેની પત્ની વાસ્તુવિધિ કરવા સારુ યજમાનની જગાએ તૈયાર થઈ બેઠાં. પુરોહિતે તેમની પાસે શાસ્ત્રવિધિ પ્રમાણે બરાબર વાસ્તુવિધિ કરાવી. છેવટે શ્રીફળ હોમવામાં આવ્યું. પછી મકાનમાલિક પોતાની પત્ની સાથે છેવટની વિધિ માટે પોતાના આ નવા મકાનમાં જવા તૈયાર થયો. બંને જણ ધીરે ધીરે મક્કમ પગલાં ભરતાં ભરતાં ઓટલા પાસે આવ્યાં અને ઓટલાનાં પગથિયાં ચઢવા લાગ્યાં. પહેલું પગથિયું ધીરે રહી ચડયાં. એ જ રીતે બીજું પગથિયું ચડી ગયાં. ત્યાં થોડી વાર થોભી છેવટે બંને જણે ત્રીજું પગથિયું ચડવા પગ ઉપાડયા. માલિકને ગત એ માલિકનું સ્મરણ થયું. એટલે ધીમેથી ખૂબ સાવધતાથી તેણે પોતાનો એક પગ ઉપાડી ત્રીજા પગથિયા ઉપર મૂકયો. અને જેવો તે બીજો પગ ઉપાડવા જાય છે, એવું



જ જાણે ધરતી ધ્રૂજતી હોય એમ તેને લાગ્યું. તેની આંખે રાતાંપીળાં દેખાવા લાગ્યાં અને અચાનક તે તમ્મર ખાઈ ને ભોંય પર પટકાયો. પટકાતાંની સાથે જાણે કોઈ અમાનુષી તત્ત્વ જોતો હોય તેમ આંખો ફાટી ગઈ અને તે મરણને શરણ થયો. બધાં સગાંસંબંધીઓ અને ઘરનાં માણસો ભેગાં થઈ ગયાં. ડૉક્ટરને બોલાવ્યો. ડૉક્ટરે કહ્યું કે આ માણસ મરણ પામેલો છે. બસ. પછી તો રોકકળ શરૂ થઈ ગઈ. અને ત્યાં આસપાસના મહોલ્લાઓમાંથી હજારો માણસો એકઠાં થઈ ગયાં. વાસ્તુ વાસ્તુને ઠેકાણે રહ્યું. જમણની વસ્તુઓ પણ એમ ને એમ પડી રહી. અને લોકો નાસીપાસ થઈ આજના બનાવ ઉપર ચર્ચા કરવા લાગ્યા.

બસ. પછી તો તે મોદી ગૃહસ્થના વારસો પણ આ મકાનને ગોઝારું ગણવા લાગ્યા. કોઈ પણ માણસ આ મકાન જોવા સારુ નજદીક પણ આવે નહિ. મરનાર ઇસમની પત્ની પણ કહેતી કે, 'મેં તો તે મકાન લેવા ના પાડેલી પરંતુ છોકરાના બાપે માન્યું જ નહિ. અને છેવટે આ દશા આવી તેમનું કારમું મોત થયું અને હું રખડી પડી.'

તેમણે પણ આ મકાન વેચવા કાઢયું. પરંતુ હવે તો આ મકાન ખરીદવા સારુ કોઈ શાનું તૈયાર થાય? ત્રણ ત્રણ હોંશભર્યા માલિકોએ પોતાના જીવ ખોયા હતા. અને તે પણ મકાનની વાસ્તુવિધિ વખતે જ. લોકો ગમ ખાઈ ગયા.

મકાન માટે તરેહ તરેહની વાતો લોકોમાં બોલાવા લાગી. કોઈ કહે કે મકાનમાં બ્રહ્મરાક્ષસ રહે છે. ત્યારે કોઈ કહેતું કે મકાનમાં કોઈ ભયંકર પ્રેત રહે છે, તે મકાનમાલિકને ત્રીજા પગથિયા ઉપર ચડતાં જ ધક્કો મારે છે. જેથી તે મરણને શરણ થઈ જાય છે. આમ જાતજાતની વાતો લોકોમાં થતી હતી. કદાચ કોઈ રડ્યો-ખડ્યો અજાણ્યો આદમી મકાન જોવા પણ જતો તો લોકો અનેક પ્રકારની બીક ઘાલીને તેને ગભરાવી નસાડી દેતા. આથી બાર મહિના સુધી તે મકાન પડી રહ્યું. કોઈ માણસ ખરીદનાર મળ્યો નહિ એટલું જ નહિ પણ કોઈ ભાડે રાખવા પણ તૈયાર થતું નહિ. પરંતુ મકાનના દલાલો ખરાને! તેઓ અનેક માણસો પાસે જતા અને તેમને આવું હાલની કિંમતે પચાસ સાઈઠ હજારનું મકાન સસ્તામાં અપાવવાની વાત કરતા. આથી ઘણાયે માણસો જોવા આવતા પણ આજુબાજુના લોકો પાસેથી અવનવી ભયંકર વાતો સાંભળીને આડુંઅવળું જોયા વગર જ ત્યાંથી રસ્તો માપતા હતા. પરંતુ છેવટે એક માણસ મકાન ખરીદવા તૈયાર થયો. તેણે આ બધી વાતો સાંભળી તેના ઉપર ખૂબ વિચાર કર્યો. લગભગ આઠ દશ વખત તે મકાન જોવા આવી ગયો. પરંતુ નીચે ઊભો રહી મકાન જોતો. ઓટલા ઉપર પણ તે ચઢતો નહિ.

તેને એમ ચોક્કસ લાગ્યું કે માલિક માટે જ આ મકાનમાં જવું જોખમ ભરેલું છે. તેમાંયે ઓટલાનું ત્રીજું પગથિયું તો ખરેખર ભયંકર છે. એટલે તે બહારથી જ



દૂર ઊભો રહી, જોઈને ચાલ્યો જતો. બીજા પોતાના સગાંસંબંધીઓને બોલાવી મકાનની કિંમત કરાવી તેમનો અભિપ્રાય લીધો અને છેવટે તે મકાન લેવા તૈયાર થયો.

રૂપિયા ઓગણત્રીસ હજારમાં લીધેલું આ મકાન માત્ર રૂપિયા એકવીસ હજારમાં વેચવાનું નક્કી થયું. મર-નાર ઇસમની પત્નીએ તેને આ મકાન ન લેતાં બીજું કોઈ મકાન લેવા જણાવ્યું. પોતે આ ભયંકર મકાનને કારણે જ પોતાના પતિને ગુમાવ્યો હતો આ બધી વાત તેને સ્પષ્ટ જણાવી. પરંતુ પેલો માણસ તો મક્કમ હતો. આથી રૂપિયા એકવીસ હજારમાં સોદો પતાવી દીધો.

દસ્તાવેજ થઈ ગયો. બધું કામકાજ સાંગોપાંગ પાર પડયું. મકાનનો કબજો મળી ગયો, પરંતુ હજુ તે મકાનમાં આવતો ન હતો. આથી આજુબાજુના લોકો તેની ખબર કાઢવા જઈ આવ્યા અને મકાન માટેની બીકને જુદે જુદે સ્વરૂપે તેની સમક્ષ રજૂ કરી. પરંતુ આ માલિક તો હતો અમદાવાદી વાણિયો. તે તો આ બધું સાંભળી મક્કમ રહ્યો. ન તેણે તે મકાન કોઈને ભાડે આપ્યું કે ન કોઈને વેચાણ આપવાની તૈયારી બતાવી. જાણે કે એકવીસ હજાર રૂપિયા તેની પાસે નકામા પડી રહ્યા હતા, તે તેણે ઠેકાણે પાડયા. આમ ને આમ તે મકાન થોડાક વખત સુધી પડી રહ્યું. એવામાં તેના એક ઓળખીતાએ વાત નીકળતાં આવા મકાનમાં પૈસા રોકવા બદલ ઠપકો આપ્યો. આથી આ મકાનમાલિકે તેને જવાબ આપ્યો: 'જુઓ, મારે આ મકાનમાં રહેવા જવું નથી, તેમ કોઈને તે ભાડે

આપવા વિચાર નથી. પરંતુ આમ આ પચાસ સાઠ હજારનું મકાન માત્ર એકવીસ હજાર રૂપિયામાં મળ્યું એટલે મેં લઈ લીધું. આ દેખીતો લાભ જોઈ મેં મારા પૈસાને ઠેકાણે પાડયા છે. પરંતુ તમારા ધ્યાનમાં કોઈ જાણકાર માણસ હોય તો મારે જાણવું છે કે આ મકાનમાં એવું તે કયું અમાનુષી તત્ત્વ છે કે જે આ મકાનમાલિકનો ભોગ લે છે અને તેને આમ કરવાનું શું કારણ છે? વળી તેને કઈ રીતે સંતોષ આપીએ તો તે આ મકાન છોડી જાય તે શોધાવવું છે.'

આ સાંભળી પેલા ભાઈ જરા વિચારમાં પડયા. અને પછી કંઈક યાદ કરતા હોય તેવો ચહેરો કરી કહેવા લાગ્યાઃ

'હું એક એવા જાણકાર માણસને ઓળખું છું. પરંતુ એના સંબંધી પાસેથી જોઈતી હકીકત તપાસ કરી મેળવી લઉં પછી તમને જણાવીશ. તપાસ કરતાં લગભગ દશેક દિવસ થશે.'

પછી તો આ સંબંધી માહિતી મેળવી આપવાનું નક્કી કરી છૂટા પડયા.

પંદરેક દિવસ પછી પેલા ભાઈ પાછા મળવા આવ્યા ત્યારે મકાનમાલિકે પેલા જાણકાર સંબંધી શું તજવીજ કરી તે બાબત પૂછ્યું. આથી પેલા ભાઈએ જણાવ્યું કે હું એક માણસને ઓળખું છું. તે જ્ઞાતિએ સુથાર છે અને સ્થાપત્ય મિસ્ત્રી હોઈ આવી બાબતો વિષે ખૂબ ઊંડું જ્ઞાન ધરાવતો હશે એમ હું માનું છું. તે અહીંથી વીસેક માઈલ દૂરના ગામડામાં રહે છે. તેનો વિશેનો મારો



અનુભવ આ પ્રમાણે છે :

'આજથી થોડાંક વર્ષો ઉપર ચૈત્ર માસની નવરાત્રિના ઉત્સવ ઉપર આઠમના દિવસે અમારા લત્તામાં ખોડિયાર માતાજીનો વરઘોડો ચડેલો. તેના દર્શન કરવા હું મારી પાંચ છ વર્ષની પુત્રીને લઈને ગયેલો. ત્યાંથી લગભગ રાત્રે સાડાઆઠ વાગે અમે પાછાં આવ્યાં હોઈશું. ઘર પાસે આવતાં જ છોકરી મારી આગળ દોડતી દોડતી ઘરમાં જવા લાગી. પરંતુ જેવી તે ઘરમાં દોડી ગઈ તેવી જ તેની કારમી ચીસ સાંભળી હું એકદમ હડી કાઢીને ઘરમાં ગયો. છોકરી દોડતાં દોડતાં ઘરના ચોકમાં પડી ગયેલી, અને ઊંધે માથે પટકાતાં તેની ડોક મરડાઈ ગઈ હતી. તુરત જ તેને ઊંચકી લઈ એક નાનકડી ખાટલી (ઢોલડો)માં સુવડાવી અને ડૉકટરને બોલાવ્યા. તેની ડોક સાવ મરડાઈ ગઈ હતી અને બંને બાજુ ફરતી હતી. ડૉકટરે તેને મરેલી જાહેર કરી. હવે બીજો કોઈ ઉપાય ન હતો. પરંતુ આ તો દીકરી એટલે સ્ત્રીજાતિ. અને સ્ત્રી- જાતિ એટલે લક્ષ્મીને રાત્રે કઢાય નહિ એવી રજૂઆત મારાં વૃદ્ધ માતુશ્રીએ કરી એટલે સવારે વહેલાં તેને સ્મશાને લઈ જવાનું નક્કી કરી, ઘરનાં બધાં માણસો ત્યાં બેઠાં. તેમની સાથે કેટલાંક પડોશીઓ પણ હતાં. પહેલા ખોળાની આ એકની એક છોકરી હોવાથી તેની માતા ખૂબ આક્રંદ કરવા લાગી.

અમારી પોળમાં જ અમારાં એક પડોશી સુથારણ બાઈને ત્યાં તેમના ભાઈની દીકરી અને તેનો પતિ આવેલાં

હતાં. તેઓ આરાસુરી અંબાજી માતા જવા નીકળેલાં, પણ રસ્તામાં કોઈને મળવા ઊતર્યાં હતાં. મિસ્ત્રી ને છોકરીની માતાનું કરુણ કલ્પાંત સાંભળી ખૂબ દયા આવી અને તુરત તે મારે ઘેર આવ્યા. તેમણે છોકરીને તપાસી તેની ડોક ઠીકઠાક કરી પછી બોલ્યા : 'જુઓ, આ છોકરીને તમે મરી ગયેલી તો માનો છો જ. તો પછી હું એક પ્રયોગ કરી આપું. મેં એક નાડાછડીનો દોરો મંત્રેલો છે તે આ છોકરીની ખાટલીની જમણી બાજુના પાયા ઉપર બાંધું છું. લગભગ દશ થવા આવ્યા છે. તમે બધા તેની આસપાસ બેસી રામધૂન કરો અને બરાબર બાર વાગશે —એટલે ૧ થી ૧૨ સુધીના ટકોરા જ્યારે ઘડિયાળમાં વાગશે તે વખતે—એટલે વાગી રહ્યા પહેલાં જ આ છોકરી બેઠી થઈ ખાવા માગશે અને એમ બને તો આ છોકરી જીવી ગઈ જાણજો. નહિ તો પછી મરેલી માનશો. હું અત્યારે આરાસુરી અંબાજી માતાએ યાત્રાર્થે જાઉં છું. અહીંથી એક શ્રીફળ લેતો જાઉં છું. તે માતાજીને પારે આ છોકરીના નિમિત્તે વધેરીશ અને તેનો પ્રસાદ ત્યાં કોઈને પણ વહેંચ્યા વગર આ છોકરી માટે લેતો આવીશ; પરંતુ જો તે મરી ગઈ હશે તો હું બાર વાગે જ્યાં હોઈશ ત્યાં મને ખબર પડશે !'

આમ કહી તે મિસ્ત્રીએ તે છોકરીની ખાટલીના જમણી બાજુના તેના માથા સામેના પાયા ઉપર પેલો મંત્રેલો નાડાછડીનો દોરો બાંધી દીધો. અને કંઈક મંત્ર ભણી પાણી છાંટી ચાલ્યા ગયા.



અમે તો દીકરીને મરેલી તો માની હતી જ, પરંતુ અચાનક આ મિસ્ત્રી આવી ચડેલા અને આ બધું બનેલું. એટલે કંઈક કુતૂહલ અને કંઈક શ્રદ્ધા જાગી. એટલે રામધૂન ચાલુ કરી. છોકરીની માતાને તો એવી શ્રદ્ધા બેઠી કે તે તો એ વખતે જ શ્રદ્ધાથી કહેવા લાગી કે તેમના દોરાથી દીકરી જરૂર બચી જશે.

બે કલાક સુધી રામધૂન ચાલુ રહી. અમારી આખીયે પોળમાં આ બાબતની ખબર પડી જવાથી જેમ જેમ બાર વાગવાનો સમય નજદિક આવતો ગયો, તેમ તેમ માણસો ત્યાં એકઠાં થવા લાગ્યાં. આ ઘરની આગળ મોટું ચોગાન હતું. તે ચોગાનમાં એક બાજુએ મેં એક પાટ મંગાવી તેની ઉપર દીકરીની પેલી ખાટલી (ઢોલડી) મુકાવી હતી કે જેથી ત્યાં એકઠાં થયેલાં સૌ માનવીઓને તે છોકરીનું શરીર દેખાય. પછી મોટું ટકોરાવાળું ઘડિયાળ લાવીને દીવાલ ઉપર ટિંગાડી દીધું.

પોણા બાર થયા અને આખુંય મેદાન ખીચોખીચ ભરાઈ ગયું. છોકરીના મૃત શરીર તરફ સૌ જોઈ રહ્યાં હતાં. થોડીવારમાં ટકોરા થવાની તૈયારી થઈ. સૌના શ્વાસ અદ્ધર તોળાઈ રહ્યા હતા. ટાંકણી પડે તોયે અવાજ સંભળાય તેવી શાંતિ સ્થપાઈ ગઈ હતી. માત્ર હું ધીમે સ્વરે રામધૂન બોલતો હતો. ટકોરા શરૂ થયા. સૌ એકી શ્વાસે છોકરીના મૃતદેહ તરફ જોઈ રહ્યા હતા. જાણે બધાને એવી શ્રદ્ધા ન જન્મી હોય કે છોકરી જરૂર જીવતી થશે. મને પણ એવી જ શ્રદ્ધા થઈ હતી. અને ખરે !

સૌના આશ્ચર્ય વચ્ચે જ્યાં દશ ટકોરા પૂરા થઈ અગિયારમો ટકોરો પડતો હતો અને છોકરી બેઠી થઈ તેની માતાને બોલાવવા લાગી : 'બા, બા, મને ભૂખ લાગી છે. ખાવા આપને ?'

ઘડીભર તો અમારા માન્યામાં પણ આ વાત આવી નહિ. મગજમાં એક કલ્પના આવી કે તે ખરેખર જીવતી થઈ કે પ્રેત બોલતું હશે ! પરંતુ છોકરી બેઠી થઈ ગઈ હતી. અને તેની મા તો તેને વળગી પડી હર્ષનાં આંસુ વહાવતી હતી. પછી બંને મા–દીકરીએ જાણે અમારાં બધાંનું અસ્તિત્વ જ ત્યાં નથી એમ માન્યું હોય તેમ, એકબીજા સાથે વાતો કરવા માંડી અને પછી માતાએ ત્યાં રાખેલી મીઠાઈમાંથી થોડીક લઈ તેના મોઢામાં મૂકી.

પછી તો આ વાત અમારી આખીયે પોળમાં ચર્ચાઈ ગઈ અને અમારા આશ્ચર્ય વચ્ચે પેલા મિસ્ત્રી માતાજીથી પાછા ફરતાં પેલું શ્રીફળ વધેરીને એક રૂમાલમાં બાંધીને લઈ આવેલા, તે ટ્રેઈનમાંથી ઊતરીને આવતાં મારે ઘેર આપીને પછી જ પોતાની ફોઈજીને ત્યાં ગયા. તેમને રસ્તામાં આ છોકરી બચી ગઈ હોવાનો ભાસ થયેલો અને તેથી જ તે શ્રીફળ વધેરી બધો જ પ્રસાદ લેતા આવેલા

આ પ્રમાણેનો છે મને તે મિસ્ત્રીનો અનુભવ અને મને લાગે છે કે તે જરૂર તમારા આ મકાન વિષેનું નિરાકરણ શોધી આપશે.'

વાત સાંભળી આ મકાનમાલિકને પણ તેમની આ વાત ઉપર શ્રદ્ધા બેઠી અને તેમણે પેલા મિસ્ત્રીને



મળવાની ઉત્સુકતા બતાવી. આથી બન્ને જણે મિસ્ત્રીના ગામ જવાનું નક્કી કર્યું.

બીજે દિવસે બપોરે તેઓ પેલા મિસ્ત્રીના ગામ પહોંચ્યા. મિસ્ત્રી પોતાના ઘેર બેસીને ઘરાકો માટે સુથારી કામકાજ કરતા હતા. તેમને મળ્યા અને પોતે જરૂરી કામ સારુ તેમના પાસે આવ્યા છે એમ જણાવ્યું. આ સાંભળી મિસ્ત્રીએ પોતાની પત્ની પાસે થોડા ઘઉંના દાણા મંગાવ્યા અને તેની સાત ઢગલી કરી. પછી બંને જણને ગમે તે ઢગલી ઉપર તેમની આંગળી અડકાડવા કહ્યું એક જણે પહેલી ઢગલી ઉપર અને બીજાએ છેલ્લી ઢગલી ઉપર પોતાની આંગળી અડકાડી. થોડો વખત આંખ મીંચી તેમણે ધ્યાન ધર્યું. અને પછી કહેવા લાગ્યા : 'તમે કોઈ મકાન સંબંધી કામ માટે મારી પાસે આવ્યા છો તે મકાનમાં ત્રણ માણસોના ભોગ લેવાઈ ગયા છે અને હજુ કદાચ બીજો વધારાનો ભોગ લેવાય !'

આ સાંભળી આ બંને માણસો આશ્ચર્યચકિત થઈ ગયા અને સાંજની મોટરમાં તે મિસ્ત્રીને સાથે લઈ આવ્યા. રાત રહી સવારે નિત્યકર્મ આટોપી લગભગ આઠ વાગે મિસ્ત્રી અને પેલા માણસો પેલું મકાન જોવા આવ્યા. મકાનમાલિકને નીચે ઊભો રાખ્યો. મિસ્ત્રી પોતે એકલા જ ઓટલા ઉપર ચઢ્યા. તેમના હાથમાં એક ત્રાંબાની મોટી થાળી હતી તેમાં થોડુંક પાણી રેડી વચ્ચે ઘીની દીવી મૂકેલી હતી. બાજુમાં એક ધૂપિયામાં ગુગળ વગેરેનો ધૂપ કરેલો હતો અને થાળીમાં લાલ ફૂલો વગેરે

નાખેલાં હતાં. આ બધું લઈ મિસ્ત્રી મકાન ઉઘાડી અંદર ગયા. પછી પેલા તેમના ઓળખીતા ભાઈને બોલાવી તેને સાથે લઈ આખાયે મકાનમાં બધે ફર્યા. ખૂણેખાંચરે જ્યાં જ્યાં તેમને શંકા પડી ત્યાં ત્યાં પેલી થાળી નીચે મૂકી અંદર ધૂપ નાખી બરાબર નિરીક્ષણ કરતા અને તે જગાએ ધ્યાન ધરી તે જમીન સૂંઘી જોતા. આમ આખાયે મકાનમાં નીચેથી ઉપરના બધા મજલે ફર્યા. છેવટે છેક નીચેના ભાગમાં આવ્યા. અને મકાનનું જે પહેલું મુખ્ય બારણું કે જે મકાન કરાવતી વખતે શરૂઆતમાં બારણું બેસાડવાની ધાર્મિક ક્રિયા કરી બેસાડેલું હતું, ત્યાં આવી ઊભા રહ્યા. થોડીવાર તેનું ઉપર–નીચે અને આજુબાજુ નિરીક્ષણ કર્યું. ધૂપ નાખી તે જગાએ અને તેની આસપાસ સૂંઘી જોયું, પછી આંખો મીંચી થોડી વાર ત્યાં ધ્યાન ધર્યું, પછી ઓટલો ઊતરી નીચે ગયા. અને ત્યાં ઊભેલા મકાનમાલિકને સંબોધી કહેવા લાગ્યા :

'ભાઈ! આ મકાન બંધાવતી વખતે એક ભયંકર ભૂલ થયેલી છે. અને તેને લીધે જ આ ત્રણ નિર્દોષ માનવીઓના ભોગ લેવાયા છે. જ્યાંસુધી તમને હું પરવાનગી આપું નહિ ત્યાંસુધી તમારે આ મકાનના ઓટલા ઉપર ચડવાનું નથી. આ જે તમે પ્રથમ બારણું (મુખ્ય બારણું) બેસાડયું છે, તેના ઊંબરાની નીચે બરાબર દશ હાથ એટલે પંદર ફૂટ નીચે આ મકાનના પૂર્વજ કે જે સાપ થયેલ છે તે સાપની પૂંછડી દબાણમાં આવી છે. સાપ જીવતો છે, પરંતુ તેની પૂંછડી દબાણમાં આવવાથી



ગુસ્સે થયેલો છે એટલે આમ બને છે. માટે આ જગાએ પંદરથી સોળ ફૂટ સુધી ખોદાવવું પડશે. તે સાપને છૂટો કરવો પડશે અને પછી તમે સુખેથી રહી શકશો.'

આ સાંભળી મકાનમાલિક વિચારમાં પડ્યો. તેણે મૂળ મકાનમાલિકે કયા એન્જિનિયરની દેખરેખ નીચે આ મકાન બંધાવેલું, તેને શોધી કાઢયો અને તેને પોતાને ઘેર બોલાવ્યો. તેની આગળ પણ મિસ્ત્રીએ આ વાત કહી. આથી પેલો એંજિનિયર તો ગુસ્સે થયો. અને એક હજાર રૂપિયાની શરત મારવા લાગ્યો. તેણે કહ્યું : 'લગભગ પંદર ફૂટ ઊંડે સુધી ખોદાવી મેં સીમેન્ટ કોંક્રેટથી આ ભાગ પુરાવી દીધેલો છે. પછી ત્યાં સાપ ક્યાંથી હોઈ શકે! અને તમે કહો છો તેમ જો સાબિત થાય તો હું એક હજાર રૂપિયા શરતમાં મૂકું છું.' આ સાંભળી મિસ્ત્રી બોલ્યા : 'ભાઈ! મારી પાસે કંઈ એક હજાર રૂપિયા નથી. પરંતુ મારી આંગળી ઉપર આ સોનાનો વેઢ પહેરેલો છે તે શરતમાં મૂકું છું. જો તમે હારો તો તમારા રૂપિયા જાય અને હું હારું તો મારો આ સોનાનો વેઢ જાય. બોલો, છે કબૂલ ?'

શરત મંજૂર થઈ અને મજૂરોને બોલાવી ખોદકામ ચાલુ કરાવ્યું. લગભગ તેર ફૂટ સુધી ખોદકામ થયું. પછી મજૂરો ડરવા લાગ્યા. કોઈ મજૂર ખોદવા માટે આવ્યો નહિ. તે વખતે મજૂરીનો દર માત્ર દોઢ રૂપિયો હતો, તેને બદલે પાંચ પાંચ રૂપિયા મજૂરી આપવા છતાં પણ કોઈ મજૂર હિંમત ભીડે નહિ. છેવટે રૂપિયા દશ લઈને

એક માણસ તૈયાર થયો. ધીમે ધીમે થોડું થોડું ખોદતાં ચૌદ સાડા ચૌદ ફૂટ સુધી આવ્યો. અને પછી તેણે પણ ના પાડી દીધી. બીજે દિવસે તે પણ તૈયાર થયો નહિ. આટલું માત્ર અર્ધાથી એક ફૂટ સુધી ખોદવા માટે રૂપિયા વીસથી પચીસની ઑફર કરવામાં આવી પરંતુ કોઈ તૈયાર થયું નહિ. આથી મિસ્ત્રી પોતે તૈયાર થયા. પરંતુ તે પહેલાં તેમણે બીજી તૈયારીઓ કરાવી હતી.

તેમણે એક મણ દૂધ ગરમ કરાવી તેમાં સાકર, કેસર વગેરે નંખાવી ઠંડું પાડી એક કૂંડીમાં ભરી ત્યાં નીચે ખાડામાં એક ખૂણામાં મુકાવી દીધું. લાલ સુગંધીદાર ફૂલો મંગાવી ત્યાં તેની બાજુમાં રખાવી દીધાં. ઘીનો દીવો, અગરબત્તી વગેરે પણ ત્યાં નીચે મુકાવી દીધાં. મકાન માલિકની પત્નીને ઉપરની બાજુએ સુંદર રેશમી કપડાં પહેરાવી માથે ઘાટડી–મોડિયો રાખી હાથમાં થાળીમાં કંકાવટી, ચોખા અને લાલ ફૂલ વગેરે સાથે તૈયાર કરાવી ઊભી રાખી. જેવો સાપ દેખાય કે તુરત ઉપર તે બાઈએ સાપને કંકુ અને ચોખાથી વધાવી, પૂજા કરી, પુષ્પવૃષ્ટિ કરવાની હતી. આ બધું નક્કી કરી પોતે સાપના ગુસ્સાનો ભોગ ન બની જાય તે સારુ ખાડામાંથી ઉપર આવવા સારુ મજબૂત દોરડું અને ગરગડીની રચના કરી હતી કે જેથી કોઈ ઉપર ખેંચે નહિ તો પણ પોતાની મેળે ઝડપથી ગરગડી પરનું દોરડું ખેંચી ઉપર આવી શકે.

આ બધી તૈયારી કરી મિસ્ત્રી પોતે ખોદકામ કરવા સારુ ખાડામાં નીચે ઊતર્યા અને ધીમે ધીમે સાવચેતી-



વાર્દુ

પૂર્વક ખોદવા લાગ્યા.

બાજુમાં દૂધ, દીવો વગેરે વસ્તુઓ ત્યાં નીચે તૈયાર જ રાખી હતી. થોડુંક બાકી રહ્યું એટલે દીવો પ્રગટાવી દીધો. અને સાચવીને જ્યાં માટી ખસેડી કે સાપના ફૂંફાડાનો અવાજ સંભળાયો. મિસ્ત્રી ચેતી ગયા. તુરત છલંગ મારીને પેલું દોરડું પકડી ઉપર ચઢવા લાગ્યા.

તે દરમિયાન આપેલી સૂચના પ્રમાણે મકાનમાલિકણ બાઈએ પંદર ફૂટ ઉપર ઊભેલી છતાં ડરતાં ડરતાં મિસ્ત્રીએ આપેલી સૂચના મુજબ તે સાપનું પૂજન કર્યું. સાપે ઊંચે જોયું. તેની ઉપર પુષ્પવૃષ્ટિ થઈ. પછી ઘીના દિવા સામે એકધ્યાને તે જોઈ રહ્યો. આથી કંઈક તે શાંત થયો. પછી બાજુમાં પડેલું પેલું દૂધનું કુંડું જોયું એટલે તે તરફ વળ્યો અને દૂધ પીવા લાગ્યો. ઘણા દિવસોનો ભૂખ્યો હોઈ અકરાંતિયો ખાવા લાગે તેમ તે પેલું દૂધ પીવા લાગ્યો. સારા પ્રમાણમાં દૂધ પી ત્યાં કુંડાની પાસે જ પેલાં ફૂલના ઢગલા પર જ આરામ કરવા ઢળી પડયો. જેમ ઢોરને વધારે ખાવાથી મેણો ચડે છે તેવું આ સાપને થયું હોય એમ જણાયું.

પછી આ હિંમતબાજ મિસ્ત્રી સાણસો અને માટલી લઈ નીચે ઊતર્યો. સાપને પકડી માટલીમાં પૂરી દીધો. ઉપર ઢાંકણું ઢાંકી કપડું બાંધી દીધું. પછી તેને દોરડાનો ગાળો પાડી માટલામાં ગાળો નાખ્યો પછી પોતે ઉપર આવી તે માટલું ખેંચી લીધું અને તે માટલું મોટરમાં લઈ દૂર દૂર શહેર બહારના કોઈ એક જાળામાં તે સાપને

છોડી દીધો. સાપ જાળામાં ભરાઈ ગયો. બધાના આશ્ચર્ય વચ્ચે તે સાપની પૂંછડી ચગદાયેલી હોય તેવી જણાતી હતી.

પછી ઘેર આવી થોડુંક ખોદકામ જે બાકી રહ્યું હતું તે ખોદાવ્યું તો તે જગાએથી સારુ એવું દ્રવ્ય નીકળ્યું. મકાનમાલિક તો ન્યાલ થઈ ગયો.

મકાનમાં કેટલીક ધાર્મિક ક્રિયા કરાવવામાં આવી. મકાનમાં ભોંયતળિયે બીજી એક બે જગાએ ખોદકામ કરાવી મકાનની શુદ્ધિ કરાવી અને પછી મકાનનું રીપેરિંગ કરાવી દીધું.

આમ તે મકાનમાલિકને આ મિસ્ત્રીના પ્રતાપે કરીને તદ્દન સસ્તામાં મકાનનું મકાન મળ્યું અને સારું એવું દ્રવ્ય મળ્યું. વળી જે અગાઉના મકાનમાલિકની જીવહાની થતી હતી તે બંધ થઈ તેમજ મકાનમાંથી સદાને માટે નડતર વગેરે જતું રહ્યું.

લોકકવિ સાચું કહે છે કે :

દીઓ તો ધર બેઠાં દીઓ, ન દીએ પોકારે;
ઢાહર ઊભી આંગણે, કા ના ટપારે.

અર્થાત્ ભગવાનની એવી માયા છે કે આપવા ચાહે છે તો તે હજારો હાથવાળો દયાળુ પ્રભુ ઘેર બેઠાં બેઠાં અઢળક ધન આપી દે છે, નહિ તો આપણે પોકાર કરીએ, અનેક વલખાં મારીએ, તો પણ કંઈ જ આપતો નથી. પણ તેની કૃપા થઈ જાય તો સોનામહોરોથી લાદેલી સાંઢણી ઘરના આંગણે આવી કાન ટપારતી ખડી થઈ જાય છે. આમ તેની કળા અકળ અને અજબ છે.



## મોતનો બદલો

પુરાણા સમયથી જાણીતી થયેલી એવી સાબરમતી નદી. એને કિનારે બેસીને અનેક ઋષિમુનિઓએ તપ કરેલાં. જેમણે દેવતાઓના રાજા ઇંદ્રદેવને વજ્ર નામનું હથિયાર બનાવવા, દેહત્યાગ કરીને પણ પોતાનાં હાડકાં આપ્યાં હતાં તેવા દધીચિ મુનિએ પણ આ નદીના કિનારે પોતાનો આશ્રમ સ્થાપ્યો હતો. એવી સાબરમતી નદીને કિનારે અનેક ગામડાં વસેલાં છે. આ લોકમાતા

તેની આસપાસની જમીનને વખતોવખત પૂર દ્વારા કાંપ ઘસડી લાવી ફળદ્રુપ બનાવે છે. અરવલ્લીના ડુંગરાઓ-માંથી નીકળતી આ નદીમાં ચોમાસામાં તો ભયંકર પૂર આવે છે.

સાબરકાંઠામાં એ નદીને સાબર કે સાભર તરીકે જ ઓળખવામાં આવે છે. જયારે એને હાથમતી નદી મળે છે ત્યારે જ સાબર-હાથમતી મળીને એ સાબરમતી બને છે અને ત્યાંથી એ નામે એ ઓળખાય છે.

આ સાબર નદીમાં ભયંકર કોતરો છે. અંદર આખા હાથીના હાથી સંતાઈ જાય તો પણ જડે નહિ, એટલાં તે ઊંડાં અને ભયંકર હોય છે !

નદીકિનારાનું એક ગામડું – વરસોડા. ચોમાસાનો દિવસ. નદીમાં પાણી પણ ભરપૂર હતું. તે વખતે ગામના બે યુવાનો ઉપેન્દ્રસિંહ અને દેવેન્દ્રસિંહ હાથમાં પોતાની માનીતી રાયફલો અને તીક્ષ્ણ ધારવાળી છરીઓ લઈ નદી કિનારે ફરવા નીકળ્યા હતા

સાંજનો સમય હતો. આથમતા જતા સૂરજનાં લાલ કિરણો નદીના જળમાં પડી સુંદર નયનરમ્ય દેખાવ રજૂ કરતાં હતાં. તે જોવામાં બંને મિત્રો તલ્લીન થઈ ગયા હતા. તે વખતે એક ગાય અને તેનું નાનકડું વાછરડું જંગલમાંથી ચરીને ત્યાં પાણી પીવા આવ્યાં. પહેલાં ગાય આગળ વધી, પાણીમાં જઈ પાણી પીવા માંડી અને પછી પોતાના વાછરડાને તેણે બોલાવ્યો. વાછરડો પણ પોતાની માની નજદીક જઈ પાણી પીવા લાગ્યો. કોઈ



પણ જાતના ભયની સહેજ પણ શંકા હતી નહિ. આથી મા-દીકરો શાંતિથી અને નિર્ભયતાથી પાણી પીવા લાગ્યાં.

અચાનક પેલા વાછરડાની પાછળ સળવળાટ થયો અને પાણી બહાર એક ભયંકર મગરનું જડબું દેખાયું. પછી બીજી જ ક્ષણે પેલું વાછરડું પાણીમાં પડી ગયું.

જેવું તે પાણીમાં પડ્યું કે તરત જ પેલા મગરના જડબામાં તેનું માથું આવી ગયું અને પછી જોતજોતામાં જ તે મગર વાછરડાને લઈ ત્યાંથી અદૃશ્ય થઈ ગયો. બિચારા વાછરડાને ચીસ પાડવાની તક પણ મળી નહિ.

આ પ્રસંગ એટલી તો ઝડપથી બની ગયો કે પેલા યુવાનો તેને માટે કંઈ જ કરી શક્યા નહિ.

ગાયે પોતાના વાછરડા સારુ ઘણાયે બરાડા પાડ્યા. નિર્જન નદીકિનારા ઉપર ગાયનો કરુણ અવાજ અથડાઈ પાછો પડઘો પડતો હતો. ગાયની આંખમાંથી આંસુના રેલા ચાલ્યા જતા હતા. બરાડા પાડી પાડીને તેનો અવાજ પણ બેસી ગયો.

બંને ભાઈઓનાં હૃદય ગાયનું આક્રંદ સાંભળી ભરાઈ આવ્યાં. નાના ભાઈ દેવેન્દ્રસિંહે તો ત્યાં ને ત્યાં પ્રતિજ્ઞા લીધી : ‘ હે ગાય માતા ! હું તારા વાછરડાના મોતનો જરૂર બદલો લઈશ.’

પછી બંને ભાઈઓએ બીજે દિવસે મગરને મારી નાખવાનું નક્કી કર્યું.

ગાય માતા પણ જાણે તે સમજતી હોય તેમ તેમની

તરફ માથું હલાવી તેમની સાથે સાથે પાછી વળી ગામ તરફ રવાના થઈ.

નાનો ભાઈ દેવેન્દ્રસિંહ અચૂક નિશાનબાજ હતો અને ખૂબ બુદ્ધિશાળી હોઈ યુક્તિબાજ પણ હતો. આવાં કેટલાંય હિંસક પ્રાણીઓને તેણે કંઈ ને કંઈ અવનવી યુક્તિઓ કરી મારી નાખ્યાં હતાં.

આજે તેણે એક યુક્તિ વિચારી કાઢી અને રસ્તામાં પોતાના મોટા ભાઈને તે સમજાવી દીધી. મોટો ભાઈ તેની યુક્તિ સાંભળી ખુશ ખુશ થઈ ગયો.

બીજે દિવસે બંને જણા એક નાના કૂતરાને પકડીને નદીકિનારે લઈ ગયા.

પછી દેવેન્દ્રસિંહ કપડાં ઉતારી, માત્ર એક સરસ ધારદાર છરી લઈ, ફક્ત જાંગીઓ પહેરી, પાણીમાં કૂદી પડ્યો.

ઊંડા પાણીમાં જઈ તેણે મોટા ભાઈને ઇશારો કર્યો. એટલે તેણે પેલા કૂતરાના પગ બાંધી દઈ ઉપાડીને નદીમાં નાંખી દીધો.

પગો બાંધેલા હોવા છતાં કૂતરો નદીમાં તરવા લાગ્યો અને નદીને કિનારે જવા ફાંફાં મારવા લાગ્યો.

થોડી જ વારમાં કૂતરાની નજીક એક ભયંકર માથું પાણીની બહાર ઊંચું થયેલું દેખાયું. તે ગઈ કાલવાળો મગર જ હતો. જેવો તે કૂતરા તરફ જાય છે તેવો જ દેવેન્દ્રસિંહ ડૂબકી લગાવી કંઈ પણ અવાજ વગર મગરની પાસે પહોંચી ગયો અને પળવારમાં જ



મગરના પહોળા થયેલા જડબાની નીચે ગળાની કોમળ ચામડીમાં પોતાની ધારદાર છરી તેણે ખોસી દીધી. પછી બીજી જ પળે ત્યાંથી ડૂબકી મારી તે દૂર નીકળી ગયો.

મગરના જડબામાંથી લોહીનો ફૂવારો ઊઠયો. આસપાસનું પાણી લાલ લાલ થઈ ગયું અને જબ્બર હિલોળા લેવા લાગ્યું, કારણ, પીડાથી હેરાન થયેલા મગરે પાણીમાં ખૂબ ધમપછાડા માર્યા. છેવટે ધીરે ધીરે તે પાણીમાં ડૂબવા લાગ્યો. દેવેન્દ્રસિંહ દૂર તરતો તરતો આ જોઈ રહ્યો હતો.

થોડી જ વારમાં મગરનું મૃત શરીર પાણી ઉપર તરી આવ્યું. એટલે આ હિંમતવાન યુવાને ત્યાં પહોંચી જઈ મગરના જડબામાંથી છરી ખેંચી લીધી અને તે પોતાના શિકારની સ્થિતિ જોતો હતો, તેવામાં જ તેની પાછળ થોડે દૂર બીજા બે મગરોનાં માથાં પાણીની બહાર દેખાયાં. તે મગરોને તેની તરફ આવતા તેના મોટા ભાઈ ઉપેન્દ્રસિંહે જોયા.

મગરના વહી રહેલા લોહીની ગંધથી અન્ય મગરોને અકસ્માતની ખબર પડી ગઈ હશે અને તેથી તેઓ પોતાના જાતભાઈની મદદે આવી પહોંચ્યા હશે.

ઉપેન્દ્રસિંહે તરત જોરથી બૂમ મારી નાના ભાઈને ચેતવ્યો. દેવેન્દ્રસિંહે બૂમ સાંભળી પોતાની પાછળ જોયું અને તરત જ તે વસ્તુસ્થિતિ પામી ગયો. તેણે પોતાના હાથમાંની છરી પાણીમાં બરાબર ધોઈ નાખી અને પોતાના દાંતો વચ્ચે દબાવી અને પાણીમાં તરતાં તરતાં પેલા બે દુષ્ટોની પ્રતીક્ષા કરવા માંડી.

મોટો ભાઈ ઉપેન્દ્રસિંહ પણ પોતાની રાયફલ હાથમાં લઈ કિનારા પરથી નિશાન લેવા લાગ્યો. નાના ભાઈએ તેને ઘણીયે ના પાડી છતાં તે પોતાના મનને રોકી શક્યો નહિ અને આગળના એક મગરના જડબાનું નિશાન લઈ તેણે ગોળી છોડી.

નિમિષમાત્રમાં જ મગરના જડબામાંથી લોહીનો ફૂવારો ઊડ્યો અને દર્દનો માર્યો તે પાણીમાં ધમપછાડા મારવા લાગ્યો.

પરંતુ બીજો મગર તો આથી જરા પણ ન ગભરાતાં સીધો દેવેન્દ્રસિંહ ઉપર ધસ્યો.

મગર છેક નજદીક આવી ગયો હતો, છતાં આ બહાદુર યુવક જરા પણ ગભરાયો નહિ.

પોતાના ભાઈને હાથના ઈશારે ખામોશ રહેવાનું કહી તેણે દાંતમાં દબાવેલી પેલી છરી એક હાથમાં પકડી.

મગરે છેક નજદિક આવી તેને ગળી જવાના ઇરાદાથી પોતાનું જડબું પહોળું કર્યું, તે જ ઘડીએ દેવેન્દ્રસિંહે પાણીમાં ડૂબકી મારી અને ઝડપથી મગરની નીચે જઈ તેના પેટની કોમળ મુલાયમ ચામડીમાં પોતાની ધારદાર છરી ખોસી દીધી. પછી ત્યાંથી ખૂબ જ ઝડપથી તે દૂર નીકળી ગયો. મગરથી કેટલાયે ફૂટ દૂર નીકળી જઈ તેણે માથું પાણીની બહાર કાઢ્યું.

પછી જેવો તે ત્યાંથી કિનારા તરફ જવા ઊપડે છે ત્યાં પાછળથી એક બીજા મગરનું માથું દેખાયું. તે પણ જોશબંધ દેવેન્દ્રસિંહ તરફ ધસ્યો. એક મિનિટમાં તો તે



દેવેન્દ્રસિંહને ગડપ કરી જાત, પરંતુ તેના મોટા ભાઈ ઉપેન્દ્રસિંહે ખૂબ ચાલાકીથી નિશાન તાક્યું અને મગરના જડબાને વીંધી નાખ્યું.

દેવેન્દ્રસિંહ આબાદ બચી ગયો. અને પાણીમાંથી બહાર નીકળી પોતાના મોટા ભાઈને ભેટી પડ્યો.

આમ એક ગાયના વાછરડાના બદલામાં તેમણે ચાર ચાર મગરને મારી નાખ્યા હતા.

મગરના લોહીથી નદીના તે ઊંડા ધરાનું પાણી રક્તરંગે રંગાઈ લાલચોળ થઈ ગયું એટલું જ નહિ પણ ત્યાંથી ભયના માર્યા બીજા રડ્યાખડ્યા મગરો જીવ લઈને નાસી ગયા. ત્યાર પછી કોઈ પણ દિવસ તે ધરામાં કોઈ પણ મગર દેખાયો જ નહિ.





# વણઝારાની વાતો

પ્રિય વચન, અરુ સુજનતા શૂરપ ને દાતાર,
યે ચારોં તબ સાંપડે, હોત કૃપા કિરતાર.

મીઠું બોલવું, સજ્જનતા, શૂરવીરતા અને દાન દેવાની વૃત્તિ એ ચારે ગુણો પરમેશ્વરની કૃપા હોય તો જ એક જ જણમાં સાંપડે છે.

આજના જેવા વાહનવ્યવહાર તે વખતે ન હતા. આજના જેવો યંત્રયુગ પણ તે વખતે ન હતો. જે તે કામ માનવી પોતાની અને પોતાનાં પાળેલાં પશુઓની શક્તિથી કરતો હતો, તે જમાનાની આ વાત છે. દેશમાં ત્યારે વણઝારા લોકો, પોતાની પોઠો મારફતે વેપાર કરતા. દેશનો ઘણોખરો વેપાર વણઝારાઓના હાથમાં હતો. તેમની પાસે લાખ્ખો પોઠિયા રહેતા.

લાખ લાખ પોઠોના માલિક એવા લાખા વણઝારા ઘણા થઈ ગયા. અને એવા ખ્યાતનામ લાખા વણઝારા કેટલાંયે ગામોમાં થઈ ગયાની દંતકથાઓ હજુય ભારતનાં ગ્રામજનોને હૈયે છે. તે વણઝારાઓ પોઠોમાં અનાજથી માંડીને હીરા, માણેક અને મોતી સુધીનો માલ ભરી ભરીને દેશદેશાવર વેપાર ખેડવા જતા.

આયાત અને નિકાસ બંને વેપાર તેમના કબજામાં હતો. તેમનું ભૌગોલિક જ્ઞાન પણ અજબ રહેતું. તેઓ ખગોળવિદ્યામાં પણ પ્રવીણ હતા. તેમની વાણીની મીઠાશ, સહૃદયતા, બહાદુરી અને ઉદારતા વગેરે ગુણો પણ અજબ હતા.

કેટલાંયે ગામોમાં તેમણે કૂવા, તળાવો, વાવો વગેરે જળાશયો બંધાવ્યાનાં પ્રમાણો મળી આવે છે અને હજુ પણ તેમની ઉદારતા અને દયાળુપણાની સાક્ષી પૂરે છે. તેમાંના એક 'હેમ હેડાઉત' વણઝારાની ભવ્ય ઉદારતા તો આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવી છે.

કચ્છનો પ્રખ્યાત રાજા લાખો ફુલાણી યુદ્ધ કરવા ગયેલો. ત્યાંથી જેઠ મહિનામાં લશ્કર સાથે ફરતો ફરતો કચ્છની 'અરાર' નામની નદીને કાંઠે આવી પહોંચ્યો. નદીના બંને કિનારા પર પાનબાવળીનાં નાનકડાં ઝાડવાં

(બાંટવા) ઊભાં હતાં. વરસાદનું ઝાપટું પડવાથી લશ્કરને ત્યાં નદી કિનારે પડાવ નાખવાનો હુકમ મળ્યો. લશ્કરના માણસોએ નદીમાં નાહી–ધોઈને નદીકિનારાનાં નાનાં ઝાડવાં પર પોતાનાં રંગબેરંગી કપડાં સૂકવ્યાં. કિનારાનાં નાનાં ઝાડવાં પર સૂકવેલી રંગબેરંગી શાલ, દુશાલા અને બીજાં વસ્ત્રોની લાંબી લાંબી કતારોનો મનોહર દેખાવ નદીના નૈસર્ગિક સૌંદર્યમાં અનેક ગણો વધારો કરી રહ્યો. આ મનોહર દૃશ્ય જોઈને એક કવિ બોલી ઊઠ્યો :

આવળ–બાવળ બોરડી, ખાખર ખીજડિયાં,
લાખે વન ઓઢાડિયાં, પીળત પામરિયા.

આવળ, બાવળ, બોરડી, ખાખરા, ખીજડાના આ વનને રાજા લાખા ફુલાણીએ પીળી પામરીઓ ઓઢાડી દીધી છે.

રાજા લાખા ફુલાણીએ આ દુહો સાંભળી નદી પરનું સુંદર દૃશ્ય જોયું અને ખુશ થઈ બોલી ઊઠ્યો : 'વાહ ! જાણે અફીણનો બાગ ખીલ્યો હોય તેવી નદી શોભે છે !' પછી સાથીઓને કહ્યું કે, 'ભાઈઓ, હવે લૂગડાં કોઈ લેશો નહિ. તમોને રાજ તરફથી બીજાં નવાં મળશે. જુઓને, નદી કેટલી સુંદર શોભે છે !'

તે પૂર્વે લાખાનો એક પૂર્વજ રાજા ઉન્નડ જાડેજા આ જ નદીના કાંઠે એક વખત આવેલો. ત્યારે ભાદરવો મહિનો હતો. ચારણો નદીકાંઠે ભેંસો ચારે, વાંસળીઓ વગાડે અને દૂહા લલકારે. કેડ કેડ સમાણો ઝીંઝાવો



ઊગેલો તે દૃશ્ય જોઈ 'વાહ ! નદી કેવી સુંદર દીસે છે !' એમ કહી તે વખતે રાજા ઉન્નડ જાડેજાએ એ નદીકાંઠાની જમીન ચારણોને બક્ષિસ આપી હતી.

તેની પણ પૂર્વે એક હેડાનો પુત્ર હેમ નામનો વણઝારો માલ લઈ નીકળેલો, સાથે મોતીની ભરેલી પાંચસો પોઠો હતી. પોઠિયા નદી ઊતરતા હતા. તેવામાં એક ગુણ ચીરાઈ ગઈ. સરર....કરતાં મોતી નદીમાં વેરાવા લાગ્યાં અને તેથી મોતી સાથે માછલીઓ ફડાકા મારવા લાગી. આ દૃશ્ય હેમ હેડાઉત જોઈ રહ્યો અને બોલ્યો : 'વાહ ! નદી કેવી રૂડી દેખાય છે ! આ નદીમાં તે કાંઈ વેળુ (રેતી) શોભે? અલ્યા ભાઈ! બધી પોઠો નદીમાં ઠાલવી દ્યો.' એવી શોભા કરીને તે વણઝારો ચાલ્યો ગયો. આ ઉપરથી તે દિવસથી એક દુહો ગવાય છે કે–

લાલાં કિયાં બિછાવણાં, હીરા બાંધી પાજ,
કાંટા મોતી પોઈ ગો, હેમ ગરીબનિવાજ.

લાખા ફુલાણીએ જ્યારે પોતાના સૈનિકોને કપડાં ઉઠાવવાની ના પાડી ત્યારે તે દૃશ્ય જોઈને તેના કવિએ મલકાઈને નદી 'જરાર'ને પૂછ્યું : 'હે નદી જરાર ! તું ઘણી જૂની છે. તને લાખા ફુલાણી અગર તેના પૂજ્ય ઉન્નડ જાડેજા જેવા સૌંદર્યશોખીન નરવીરના જેવા કોઈ બીજા જોવા મળ્યા છે ?

ત્યારે નદી 'જરારે' હસીને ઉત્તર દીધો :

લાખા જેડા લખ ગયા, ઉન્નડ જેડા આઠ,
હેમ હેડાતિ હલ્લ ગયો, આયો ન આની વટ.

અર્થાત્, હે કવિરાજ ! લાખા ફુલાણી જેવા તો લાખો માણસો ગયા હશે અને તેના પૂર્વજ ઉન્નડ જાડેજા જેવા આઠ રાજાઓ ચાલ્યા ગયા છે, પરંતુ હેડાનો પુત્ર હેમ વણઝારા જેવો માત્ર એક જ નર થઇ ગયો છે. તેવો ફરી બીજો અત્યાર સુધી આવ્યો નથી, માટે તું કે તારા રાજા ફુલાઈ જશો નહિ.

એવા વણઝારા આ ભારત દેશમાં હતા, અને તેઓ સમગ્ર દેશમાં પોતાની લાખ લાખ પોઠો લઈ વેપાર અર્થે ફરતા હતા. એવો જ એક ભેરાજી નામનો ખૂબ ધનવાન વણઝારો પોતાની લાખ પોઠો લઈ મારવાડમાંથી ગુજરાતની ધરતી પર આવી રહ્યો હતો. માતા અંબા-ભવાનીનો તે ભાવનાશીલ ભક્ત હોઈ માતાજીનાં દર્શન કરી વિસનગર ઉપર થઈ, ઉત્તર ગુજરાતના પ્રદેશને વીંધી, સાબરમતી નદી ઊતરી, મધ્ય ગુજરાતમાં જવા ઇચ્છતો હતો.

વિસનગર વટાવી સાબરતીથી થોડે દૂર ટીંટોડા ગામની દક્ષિણ બાજુની વનરાજીથી ખુશ થઈ ગામની નજદીકમાં દક્ષિણ તરફની ભાગોળ પાસે (હાલના કરસન-પુરા ગામની જગાએ) પડાવ નાખ્યો. આજુબાજુ જંગલ હોઈ કુદરતી વનશ્રીની શોભા અવર્ણનીય હતી. ભેરાજી આ રમણીય જગા જોઈ ખુશ થઈ ગયો અને કેટલોક સમય અહીં રહેવાનું તેણે નક્કી કર્યું.

ભેરાજીને લગ્ન કર્યે આજે સાત સાત વર્ષનાં વહાણાં વાયાં હતાં. પણ ઈશ્વરે શેર માટીની ખોટ પૂરી કરી ન



હતી. પણ મા અંબિકાની અનન્ય ભક્તિથી તે દયાળુ દેવી પ્રસન્ન થયાં ને તેને ત્યાં પોતે પુત્રીરૂપે જન્મ લેશે એમ સ્વપ્નમાં જણાવ્યું. તપસ્વીના તપથી ખુશ થઈ ખુદ ભગવાન પણ તેને ઘેર અવતરે છે, તેમ તે વણઝારાના તપથી પ્રસન્ન થઈ, મા ભગવતી જ જ્યાં પુત્રીરૂપે અવ-તાર ધારણ કરે ત્યાં તેની શોભાનો કંઈ પાર હોય ?

ટૂંકા ટચૂકડા નાના નાના હાથપગ અને વિશાળ ભાલ પ્રદેશ, પોપટની ચાંચ જેવી નાસિકા અને હરણ જેવી વિશાળ, તેજસ્વી અને ચકોર આંખો, એ આંખો ઉપર ધનુષ્યાકૃતિ રચી રહેલાં એવાં સુંદર ભવાં. પરવાળાને પણ ભુલાવી દે તેવા હોઠ ને રૂપરૂપના અંબાર જેવી સુંદર, નાજુક અને નમણી દેહદષ્ટિવાળી દેદીપ્યમાન દીકરીનું રૂપ જોઈ ધણીધણિયાણી બંને ખુશખુશ થઈ જતાં. તે દીકરી ઝપાટાબંધ મોટી થવા લાગી. તેનો જન્મ અહીં ટીંટોડા ગામને પાદર થયેલો હોવાથી પુત્રીના જન્મની ખુશાલીમાં, ટીંટોડા ગામને પાદરે જળાશયનું મોટું દુઃખ હતું તે દૂર કરવાનો વણઝારાએ નિશ્ચય કર્યો ભેરાજી પોતે બહુ ઉદાર સ્વભાવનો હોવાથી તેણે ઠેર ઠેર કૂવા, વાવ વગેરે જળાશયો બંધાવ્યાં હતાં; કારણ કે તે તો માનતો હતો કે

ધન્ય વંકી જગમે ધની, ધર્મ હેતુ ધન દેત,
ધિક્કલ એવા ધનિકો, ધ્રમ તજે ધન હેત.

અર્થાત જે ધનિક ગૃહસ્થ ધર્મના કામ માટે દાન આપે છે તેને ધન્ય છે. પરંતુ જે માણસ સ્વાર્થમાં ડૂબી

ધનને ખાતર પોતાનો માનવધર્મ પણ તજે છે તેને ધિક્કાર છે.

ભેરાજીએ ગામને પાદર એક વાવ ખોદાવી, જેથી લોકોનો પાણીનો ત્રાસ ગયો. લોકો ભેરાજીને આશીર્વાદ દેવા લાગ્યા. ભેરાજીને ધંધાર્થે દેશપરદેશ ખૂબ રખડવું પડતું.

પરંતુ પોતાની પ્રિય પુત્રીના જન્મસ્થળ પ્રત્યે તેને બહુ મોહ હતો. એટલે વારંવાર અહીં ટીંટોડાની ભાગોળે મુકામ કરતો. અહીંનાં મનુષ્યો માટે વાવ ખોદાવી તેણે પાણીનું દુઃખ મટાડયું હતું પરંતુ અહીં એક પણ મોટું તળાવ નહિ હોવાથી પશુઓ માટે પાણીનો ત્રાસ હતો. આથી પોતાના પડાવની પાસે હાલના કરસનપુરા ગામની ભાગોળે દીકરીની વરસગાંઠને દિવસે તળાવ ખોદાવવાનું નક્કી કર્યું. ટીંટોડાથી શેરથા જવાના રસ્તે એક તળાવડી હતી. તે તળાવડીને આ તળાવ સાથે જોડી દઈ મોટું જળાશય બંધાવવાનો ઈરાદો હતો. આથી હજારો મજૂરોની તેણે ગોઠવણ કરી અને તળાવ ખોદાવવાનું શરૂ કર્યું.

દીકરી દિવસે દિવસે મોટી થતી ગઈ. તેના દેદીપ્યમાન મુખારવિંદનાં દર્શન કરી આજુબાજુનાં લોકો કૃતકૃત્યતા અનુભવતાં. દીકરીને પણ પોતાના પિતા પર અથાગ પ્રેમ હતો અને પિતાનો પણ તેના પર અનન્ય પ્રેમ હતો. નાના પ્રકારની કાલીઘેલી ભાષાથી તે પિતાને ખુશ કરતી. વેપાર–રોજગારની માથાકૂટથી થાકી ગયેલું પિતાનું મગજ, પ્યારી પુત્રીની કાલીઘેલી ભાષાથી શાંત થતું અને પિતા ઘણી વખત તેની વાતો સાંભળી દુનિયાનું ભાન પણ ભૂલી જતો.



એક વખત હિમાલય તરફથી કસ્તૂરી અને કેસરની
પોતાની પોઠો આવી હતી. ભેરાજી વણઝારો તેની વ્યવસ્થા
અને મેળવણીમાં ગૂંચવાઈ ગયો હતો. તેવામાં કલણુ
(દીકરીનું નામ કલણુ હતું) આવીને પિતાને ખાવા માટે
બોલાવવા લાગી : 'બાપાજી, શું કરો છો ? ચાલો ને, ખાવા
ઊઠો. મોડું થયું છે.'

પિતા મધુર વાણીમાં કહેતા : 'બેટા, હમણાં જાઓ. હું બહુ કામમાં છું. થોડીવાર પછી આવીશ.' પણ દીકરી માને શાની ? તે વારંવાર પૂછયા કરતી હતી. ભેરાજી બીજી વાતોમાં ગૂંથાઈ ગયેલો, એટલે એ ચિડાઈ ગયો અને બેધ્યાનપણામાં છોકરીને કહી દીધું : 'દીસતી રહેને !' આથી માતા ભવાની એનાથી રિસાઈ જઈ ત્યાંથી ચાલતાં થયાં. આ વખતે ચૂડીઓનો વેપારી ત્યાં થઈને જતો હતો. તેની પાસેથી દાંતની ચૂડીઓ તેમણે માગી અને પૈસા પોતાને ઘેરથી અમુક જગાએથી મળશે તેમ જણાવી ચાલતાં થયાં. પછી તે દેખાયાં જ નહિ. વેપારીએ વણઝારાને ત્યાં જઈ પૂછપરછ કરતાં તે છોકરી મળી નહિ. ઘરનાં માણસો ગભરાયાં અને ખોળંખોળા ચાલી.

વેપારીને જે જગાની એંધાણી આપી હતી તે જગાએથી કહ્યા હતા તેટલા પૈસા મળ્યા. તે તેને આપવામાં આવ્યા. પછી ભેરાજીએ ખૂબ તપાસ કરાવી, પણ દીકરીનો પત્તો લાગ્યો નહિ. તેનું પગલું તળાવડીથી આગળ જતું ન હતું. આથી ત્યાં બેસી ભેરાજી ખૂબ આક્રંદ કરવા લાગ્યો.

વટે માતાજીએ તળાવમાંથી પેલા વેપારીની દાંતની ચૂડીઓ પહેરેલા પોતાના હાથ બહાર કાઢી, પરચો આપ્યો અને તે રાત્રે સ્વપ્નમાં આવી જણાવ્યું કે હવે પોતે પાછાં ફરશે નહિ. તે જગાએ ભેરાજીએ માતાની સ્થાપના કરી. આજે તે માતાજી ‘વણઝારી માતા’ તરીકે પૂજાય છે. દૂર દેશાવરથી અનેક વણિક ગૃહસ્થો, બીજી જ્ઞાતિવાળા કે જેઓ મૂળ ટીંટોડા ગામના વતનીઓ હોય છે તે લગ્ન પછી કાંકણુ–દોરા છોડવા અહીં આવે છે અને તે ઉપરાંત, આજુબાજુનાં ગામડાંનાં લોકો પણ બાધાઓ માને છે.

એક વખત તો લગભગ સુડતાલીસ વર્ષની ઉંમરના એક વણિક ગૃહસ્થ મુંબઈથી પોતાના પચીસ વર્ષના પરિણીત જીવન બાદ તે અંગે માનતા કરવા આવેલા અને આટલી મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષે છેડાછેડી બાંધેલી જોઈ મને આશ્ચર્ય થયેલું. પરંતુ માતાજીની માનતા કર્યા બાદ તેઓ સુખી થયા હોવાનું સાંભળ્યું છે. કેટલાંક વર્ષો બાદ તે જગા પર બીજો કોઈ વણઝારો આવેલો. તે અત્રે મરી જવાથી તેની પત્ની ‘લીંબુઈ’ અહીં સતી થયેલી. તેણે કેટલાક ચમત્કાર પણ અહીં બતાવેલા. એટલે લોકોએ તેની મૂર્તિ બનાવી આ મંદિરની મૂર્તિની સાથે તેને બેસાડી છે.

હાલ વણઝારી માતાના મંદિરમાં આ ‘કાલણુ’ અને ‘લીંબુઈ’ એમ બંનેની મૂર્તિઓ છે. આ સ્થળ હાલના કરસનપુરા ગામની ભાગોળે, પશ્ચિમ દિશામાં, ટીંટોડાથી એક માઈલ દક્ષિણમાં આવેલું છે. આ ટેકરી એક તળાવના



કિનારે છે. તળાવ નાનું જ છે. મોટા ભાગનું તળાવ પુરાઈ ગયું હોવાનું મનાય છે. જેમને બાળકો ન થતાં હોય અગર ઊછરતાં ન હોય તેવા અનેક માણસો માતાની બાધાએ આવે છે. ટીંટોડા ગામની ભાગોળે શાળાનાં મકાનની પાછળ આવેલ અંબાજી માતાનું મંદિર પણ તે વણઝારાએ બંધાવ્યું હોવાનું કહેવાય છે.



ભૂતિયા મહાદેવ

વંદે મહાનંદ મનંત લીલં, મહેશ્વરં સર્વ વિભું મહાન્તમ્ ।
ગૌરી પ્રિયં કાર્તિક વિઘ્નરાજ, સમુદ્‌ભવમ્ શંકરમાદિ દેવમ્ ॥

મહા આનંદ સ્વરૂપ, અનંત લીલાવાળા, સર્વ-વ્યાપક, પાર્વતીના પતિ, કાર્તિકેય અને ગણપતિના પિતા, મહાન ઈશ્વર અને મહાન આદિદેવ એવા શંકર ભગવાનને હું વંદન કરું છું

પેશ્વાના સેનાપતિ ખંડેરાવ દાભાડેના એક સરદાર દામાજીરાવ ગાયકવાડે નિઝામ સામેના યુદ્ધમાં ખૂબ બહાદુરી બતાવવાથી તેમને સેનાપતિ ખંડેરાવ દાભાડેની ભલામણથી છત્રપતિ શાહુ મહારાજે 'શમશેર બહાદુર'. નો ઈલ્કાબ આપ્યો હતો.

આ દામાજીરાવનું મરણ થવાથી તેમની જગા તેમના ભત્રીજા પિલાજીરાવ ગાયકવાડને મળી. પિલાજીરાવે ગુજરાત તરફ આવી લશ્કર એકઠું કરી સુરતના પરગણા ઉપર હુમલો કર્યો. સુરતનો બાદશાહી હાકેમ લશ્કર લઈ સામે આવ્યો પણ હાર્યો અને પકડાયો. તેથી તેણે પિલાજીરાવને સારી એવી દંડની રકમ આપી પોતાનો છુટકારો મેળવ્યો.

પિલાજીરાવે ઈ. સ. ૧૭૨૦ ના અરસામાં સોનગઢ અને તેની આસપાસનો કેટલોક મુલક કબજે કરી સોન-ગઢને પોતાનું કાયમનું રહેઠાણ બનાવ્યું. આથી સોન-ગઢ વડોદરાના ગાયકવાડી રાજ્યનું પારણું કહેવાતું.

પછી તો પિલાજીરાવના વારંવારના ગુજરાત ઉપરના હુમલાથી ગુજરાતના બાદશાહી સુબા જોધપુરના મહારાજા અભયસિંહ ત્રાસ પામી ગયા. અને તેથી તેમણે મારાઓ મોકલી ઈ. સ. ૧૭૩૨ માં પિલાજીરાવનું ડાકોરમાં ખૂન કરાવ્યું. પિલાજીરાવ પછી તેનો મોટો પુત્ર દામાજી ગાદીએ બેઠો. તેણે ખૂબ જ બહાદુરીપૂર્વક ગુજરાત ઉપર સવારીઓ કરવા માંડી અને ગુજરાતના બાદશાહી હાકેમોને રાડ પડાવી.

ઈ. સ. ૧૭૫૩ ના એપ્રિલમાં રઘુનાથરાવ પેશ્વા અને દામાજીરાવ ગાયકવાડે સંયુક્ત રીતે અમદાવાદને ઘેરો ઘાલી અમદાવાદના બાદશાહી હાકેમ જવાંમર્દાનખાન.

બાબીને અમદાવાદ છોડી જવા દીધો. તે પોતાની જાગીરનાં પરગણાં–પાટણ, વડનગર, સમી, મુંજપુર, વિસનગર, ખેરાળુ, થરાદ, રાધનપુર અને તેરવાડા વગેરે સંભાળી રહ્યો. પરંતુ ઈ. સ. ૧૭૬૧ ના પાણીપતના યુદ્ધમાં મરાઠાઓની સખ્ત હાર થવાથી બાદશાહી હાકેમોએ ફરીથી માથાં ઊંચકયાં. અને મરાઠા સાથેના કરારો ફગાવી દઈ મરાઠાઓને ગુજરાતમાંથી હાંકી કાઢવાના પ્રયત્નો આરંભ્યા. આથી તો દામાજીરાવ ગાયકવાડે જીવ ઉપર આવી ખંભાતના હાકેમ મોમીનખાનને સખ્ત હાર આપી એટલું જ નહિ પણ જવાંમર્દાનખાન બાબીનાં પરગણાં પાટણ, વિજાપુર, વિસનગર, વડનગર, ખેરાળુ વગેરે રાતદિવસ લડાઈઓ કરી જીતી લીધાં વળી ઈ. સ. ૧૭૬૮ માં પાટણ જીત્યા પછી તો દામાજીરાવ ગાયકવાડે કેટલાક વખત માટે પોતાનું રહેઠાણ પાટણમાં રાખ્યું હતું.

રાતદિવસ યુદ્ધ કરવાને કારણે ઘણી વાર તો તેમને પોતાના ઘોડા ઉપર જ જમવાનું પતાવી લેવું પડતું. અને વીર નેપોલિયનની માફક ઘોડા ઉપર બેઠે બેઠે કે જરા સમય મળે તો જંગલમાં ઘોડાનું જીન (ઘાસીયો) પાથરી તે પર જરા નિદ્રા લઈ લેતા. આ ઉપરથી જ ગાયકવાડી રાજનો 'જીન ઘર, જીન તખ્ત' એટલે 'ઘોડાનું જીન એ જ રાજાનું ઘર અને ઘોડાનું જીન એ જ તેમની રાજગાદી' એ મુદ્રાલેખ ગણાયો હતો.

દામાજીરાવના ઉત્તર ગુજરાતના રહેઠાણ દરમિયાન



ઘણાંયે મરાઠી કુટુંબો ઉત્તર ગુજરાતમાં રહેવા આવ્યાં હતાં, અને પછી તો દામાજીરાવે સારાયે ગુજરાતમાં પોતાની જબરી સત્તા પ્રસારી દીધી. તેમણે ગુજરાતના બાદશાહી હાકેમો ઉપરાંત બીજાં નાનાં મોટાં રજવાડાંઓ ઉપર પણ સવારીઓ કરી ખંડણી વસૂલ કરી હતી. આ બધા વખતે તેને તેના ભાઈ ખંડેરાવ ગાયકવાડે સારી મદદ કરી હતી. આથી ખંડેરાવને 'હિંમત બહાદુર'નો ખિતાબ આપી નડિયાદ અને બોરસદ પરગણાંની જાગીર પણ આપવામાં આવેલી. પણ પાછળથી તે પરત લઈ કડી પરગણું જાગીર તરીકે આપવામાં આવેલું તેથી કડીના જાગીરદાર તરીકે જ તે તથા તેનો પુત્ર મલ્હારરાવ ગાયકવાડ તરીકે ઓળખાયા.

ગુજરાતમાં મરાઠી રાજ્યઅમલ વખતે ગાયકવાડ સરકારે જ્યાં ત્યાં ઘણીખરી જગાઓ ઉપર યોગ્યતા મુજબ ઘણા મહારાષ્ટ્રીયન (દક્ષિણી) અધિકારીઓ મૂકેલા હતા. અને પછી એક શિરસ્તો પડી ગયેલો કે યોગ્યતા મુજબ નાનામાં નાના નોકરથી માંડી મોટી મોટી જગાઓ ઉપર ખાસ કરીને દક્ષિણી કર્મચારીઓ કામ કરતા હતા.

પાટણના ઈશાન ખૂણામાં લગભગ સાત આઠ માઈલ દૂર અને હાલની કાકોસી રેલવે લાઈનનાં કાંસારોડ સ્ટેશનથી વાયવ્યમાં માત્ર એક માઈલ દૂર ભૂતિયા વાસણા નામનું એક ગામ આવેલું છે. મૂળ અડીયાના મહંતનું આ ગામ. ત્યાં એક પ્રાચીન સમયના મહાદેવનું મંદિર આવેલું છે. તે મહાદેવના મહંતનું નામ ભુતનાથ બાવાજી.

તે બહુ ચમત્કારિક હતા. એટલે આસપાસની અજ્ઞાન અને શ્રદ્ધાળુ વસ્તીમાં તે ખૂબ ખ્યાતનામ થયેલા. આથી મહાદેવનું મૂળ નામ તો હતું સિદ્ધેશ્વર મહાદેવ, પરંતુ ભૂતનાથ બાવાજીવાળા મહાદેવ તરીકે તે ઓળખાવા લાગ્યા. અને પાછળથી તે ઉપરથી અપભ્રંશ થઈ ભૂતિયા મહાદેવ કહેવાયા. વળી અહીં નજદિકમાં જ વાસણા નામનાં એક બે બીજાં ગામો આવેલાં હોવાથી અહીં વસેલું ગામ ભૂતિયા વાસણા નામથી ઓળખાવા લાગ્યું

આ ગામે, ગામથી પૂર્વમાં એક સુંદર મજબૂત કિલ્લેબંધીવાળું સિદ્ધેશ્વર ઉર્ફે ભૂતિયા મહાદેવનું મંદિર આવેલું છે. તેનો પણ એક આગવો અને ચમત્કારિક ઇતિહાસ છે.

આજથી એકાદ સૈકા પહેલાંની આ વાત છે. તે વખતે અહીં જંગલ હશે. આસપાસના લોકો ઢોર ચરાવવા માટે અહીં આવતા હશે. અહીંથી થોડે છેટે સુજનીપુર નામનું એક ગામ છે. ત્યાંનો એક રબારી પોતાની ગાયો ભેગો પાટણના એક નાગર બ્રાહ્મણ કે જે ત્યાં ફોજદાર હતા તેમની ગાય ચરાવવા આવતો હશે.

ગાયોનાં ટોળામાંથી ચરતી ચરતી આ ગાય રોજ છટકી જતી અને જંગલના આ ભાગમાં આવતી કે જ્યાં હાલ આ ભૂતિયા મહાદેવનું મંદિર આવેલું છે. અહીં આવી એક વહેળા( નાની નદી )ના કિનારા પાસે આવેલા એક ખાડામાં પગ પહોળા કરી તે ગાય બે આંચળ ઝરી જતી. અને તે પછી નજીકમાં આવેલા રાફડામાંથી નીકળી



એક નાગ બાકીના બે આંચળ પૂરેપૂરા ધાવી જતો પછી ગાય ત્યાં આવેલા એક ઝાડ નીચે બેસી વાગોળતી. એટલે પેલો દૂધ પીને ધરાઈ ગયેલો નાગ તે ગાય ઉપર ચઢીને આળોટતો. તેના શરીર ઉપર પડી રહી આરામ કરતો. આમ લગભગ સાંજ સુધી–ગાયને જવાનો વખત થતો ત્યાં સુધી નાગ ગાય ઉપર પડયો રહેતો. પછી ગાયને જવાનો વખત થતો ત્યારે તે ઊતરીને રાફડામાં જતો રહેતો. પછી ગાય બધી ગાયો સાથે પોતાના રહેઠાણે જતી રહેતી.

આવું દરરોજ ચાલ્યા કરતું. પછી તો એક માણસે જોયું, બીજાએ જોયું. એમ તેમની મારફત કર્ણોપકર્ણ વાત જવાથી ઘણા માણસો તે ચમત્કાર જોવા ત્યાં આવતા અને તે જોઈને નાગદેવને નમન કરી ચાલ્યા જતા. નજદિકના ગામના એક કણબી પટેલને કુતૂહલ થતાં તે ખાડામાં કોદાળી વડે ખોદવા જતાં આ સિદ્ધેશ્વર મહાદેવનું સ્વયંભૂવ જ્યોતિર્લીંગ ઊંડું ને ઊંડું જતું જણાયું. પણ તેનો પાર તે પામી શકયો નહિ. અને એમ કરતાં કરતાં અચાનક કોદાળીનો સાધારણ ઘસરકો તે લીંગને થતાં ત્યાંથી લોહી વહેવા લાગ્યું. કહે છે કે લોહીથી તે ખાડો ભરાઈ ગયો. આથી તે અને બીજા જોનારાઓ ગભરાઈને ડરી ગયા. પછી તો ભગવાન સદાશિવ શંકરની વિધિસર સ્તુતિ કરવામાં આવી અને તે લીંગને જમીનમાંથી કાઢવામાં આવ્યું. ત્યારે તેના જે ભાગ પર પેલી કોદાળી વાગેલી હતી, તેટલા ભાગના પથ્થરનું ટચરાણું નીકળી ગયેલું જણાયું. આજે પણ તે લીંગ તે જ પ્રમાણે જોવામાં

આવે છે.

પેલી ગાય દરરોજ તે પ્રમાણે આવીને ઝરી જતી અને પેલો ભયંકર કાળો નાગ તેને ધાવી જતો. આવો ભયંકર નાગ આ રીતે પડ્યો રહેતો, તેથી આસપાસ ઢોર ચરાવનાર માણસો તેમજ કોઈ કોઈ દર્શન કરવા અવનાર માણસો પણ ડરવા લાગ્યાં. આથી ત્યાંનો તલાટી કે જે એક મરાઠો હતો, તેને ભયંકર સાપ આ રીતે પડ્યો રહેતો જોઈ ઠીક લાગ્યું નહિ. કારણ તે અહીં મહાદેવનાં દર્શન કરવા આવતો હતો. પણ સાપનો ડર તેને ખૂબ લાગતો. એથી તેણે ચોકિયાત પાસે ગરમ પાણી કરાવી સાપના રાફડામાં રેડવા હુકમ કર્યો

ચોકિયાત બિચારો શું કરે? તે તો ચિઠ્ઠીનો ચાકર! તેણે તો તલાટીના હુકમ પ્રમાણે ગરમ ખળખળતું પાણી તૈયાર કરી સાપના રાફડામાં રેડવા માંડ્યું. પરંતુ જેવી તેણે રાફડામાં પાણી રેડવાની શરૂઆત કરી કે તરત જ પેલો વિકરાળ સર્પ એકદમ જોરથી રાફડામાંથી ભયંકર ફૂંફાડો મારી બહાર નીકળ્યો અને પેલા ચોકિયાતને ડસ્યો. ચોકિયાતને તે ડસતાં જ એક ચમત્કાર થયો. જો કે સાપ નીકળતાં જ બધા દૂર નાઠા હતા. ચોકિયાત પણ તેમની પાછળ દોડ્યો. પણ થોડે દૂર જતાં જ તે નીચે પડ્યો. અને પછી એકદમ તેનામાં અમાનુષી તત્ત્વ દાખલ થયું હોય તેમ તેનામાં પવન આવ્યો અને તે ધૂણવા લાગ્યો. તેને ધૂણતો જોઈ પેલા લોકો ત્યાં આવ્યા. ધૂણતો ધૂણતો તે ચોકિયાત બોલવા લાગ્યો :



'નોકર તો અધિકારીના હુકમનો તાબેદાર છે: એટલે તલાટીના કહ્યાથી તેણે ગરમ પાણી રેડ્યું. તેમાં તેની કંઈ કસૂર નથી એટલે તેને તો હું ઊતરી જાઉં છું. પરંતુ ખરેખરા ગુનેગાર તો તલાટી છે. માટે તેને નાસવું હોય ત્યાં નાસી જાય, પરંતુ આજથી ત્રીજા દિવસે બપોરે બાર વાગે ખરા મધ્યાહ્ન વખતે હું તેમને દંશ દઈશ.'

આ તલાટીનો બાપ પાટણ જિલ્લે મહેસાણામાં મુલકી અધિકારી વહીવટદાર હતો. વડોદરાના ગાયકવાડી રાજ્યમાં મામલતદારને વહીવટદાર કહેતા. તેણે પોતાના પુત્રને સાંત્વન આપ્યું. અને ત્રીજા દિવસે સવારના દશ વાગ્યાથી કચેરીના એક સુંદર મજબૂત ઓરડામાં આસપાસ બધે મજબૂત માણસોની ચોકી રાખી વચ્ચે પેલા તલાટીને રાખવામાં આવ્યો. ઓરડા આગળ પણ અંદર અને બહાર મજબૂત હથિયારબંધ પોલીસનો બંદોબસ્ત ગોઠવવામાં આવ્યો હતો. પરંતુ સૌના આશ્ચર્ય વચ્ચે બરાબર મધ્યાહ્ન વખતે ઓરડાની ઉપરની છત ઉપરથી એક ભયંકર સર્પ પડ્યો અને બધા માણસો વચ્ચે બેઠેલા પેલા તલાટીને કરડીને જતો રહ્યો તેની કોઈને ખબર પડી નહિ.

આ બનાવ બન્યા પછી તો તે દક્ષિણી વહીવટદાર અને તેના ઘરનાં માણસો બધાં ભયંકર રીતે ડરી ગયાં અને ધ્રૂજી ઊઠ્યાં. ભૂવા વગેરે બોલાવ્યા. તલાટીના દેહને તે નાગના રાફડા પાસે લાવવામાં આવ્યો અને તેની માફી માગી પુષ્કળ આજીજી કરવામાં આવી. વહીવટદારે પોતાની

પાઘડી ઉતારી, છોકરાની માતાએ ખોળો પાથર્યો. અને પોતાના એકના એક દીકરાને બચાવી પોતાનો વંશવેલો ચાલુ રાખવા આંખમાં આંસુ સાથે પ્રાર્થના કરી.

બધું કરવાથી નાગદેવ ઊતરી ગયા. તે પછી વહીવટદારે પોતાના ખર્ચે ત્યાં મહાદેવના મંદિરની સામે જ એક કમ્પાઉન્ડમાં નાગદેવની દહેરી કરાવી દીધી. અને મહાદેવના પૂજારીનો પગાર જે સરકાર તરફથી દર માસે મળતો હતો તેમાં તે વખતના ભાવ પ્રમાણે આ નાગદેવને પાવાના દૂધની રકમ મહિનાના બાર આના ( હાલના પંચોતેર નવા




આથી દરરોજ તે પૈસામાંથી [illegible] આજ સુધી તે પ્રમાણે દૂધના બાર આના હજુ પણ આપવામાં આવે છે તેમ ત્યાંના હાલના મહંત શ્રી ઈશ્વરપુરી સોમાપુરી બાવાજીનું કહેવું છે.

આ મહાદેવ અને નાગદેવની આજુબાજુનાં ગામડાંમાં ખૂબ આસ્થા છે. દર સાલ દિવાસા ( અસાડ વદી અમાસ )-ના દિવસે અહીં જબરજસ્ત મેળો ભરાય છે. આસપાસના ગામડાંના ઠાકરડાઓ, રબારી, પટેલ વગેરે મોટી સંખ્યામાં અહીં દર્શનાર્થે એકઠા થાય છે. ઠાકોર લોકો ઘોડાંને કે ગાડાં-બળદને શણગારી ઢોલકના અવાજના લય પ્રમાણે તલવારોના પટ્ટા ખેલતા ખેલતા આવે છે તે દેખાવ ખૂબ અનેરો અને ભવ્ય લાગે છે.

આસપાસના લોકોમાં આ સ્થાનનો જબરો મહિમા છે.

